# શેઠ ખાનદાનની

# વંશાવલી

તથા

# ટુંક અહેવાલ

## જીનીઓલોજીકલ ટ્રી

તથા

## ચીત્રો સાથે

ઈસવી સને ૧૯૦૭.

યઝદેજરદી સને ૧૨૭૭.



જામે જમશેદ સ્ટીમ પ્રેસ મધે
મેસર્સ જહાંગીર બે. મરઝબાનની કુંપનીએ છાપ્યું છે
મીન્ટ રોડ, કોટ, મુંબઈ.

# વાંચનાર બાનુઓ તથા ગ્રહસ્થો.

શેઠખાનદાનના અસલ સ્થાપનાર તથા એ ખાનદાનના બીજા વડવાઓની તોખ્મ કેવી રીતે ઉતરી છે તે તથા તેઓએ મોગલાઇ, ફીરંગી, તથા ઈંગ્રેજી રાજ્યોમાં ભોગવેલી જાહોજલાલીની, તથા ઈંગ્રેજો પહેલવેહેલા હીંદુસ્થાનમાં આવ્યા તે વખતે તેઓની બજાવેલી સેવાઓની, તથા કરેલાં જાહેર ધરમ વીગેરેનાં કામોની ઈઆદગારી આપણા જરથોસ્તી ટોલામાં—અને મુખ્ય કરી શેઠખાનદાન કુટુંબમાં, જાલવી રાખવાની અગત સમજીને આ "શેઠખાનદાન કુટુંબની વંશાવલી તથા ટુક એહવાલ" પ્રાઈવેટ સરક્યુલેશન સારૂં છપાવ્યો છે.

આ કામમાં મારા મીત્ર ખાનબાહાદુર બહમનજી બેહેરામજી પટેલે પોતાનો અમુલ્ય વખત રોકી મને જે કીમતી મદદ કરી છે તે માટે આ તકે હું એમનો ઉપકાર માનું છું.

શેઠ લોજ, નવરોજી હીલ,

મુંબઇ, તા૦ ૩૧ મી ડીસેમબર સને ૧૯૦૦.

સેવક તમારો,

જાલભાઈ અરદેશર શેઠ.

પારસીઓમાં શેઠખાનદાનનું કુટુંબ એક જાણીતું તથા સર્વેથી પુરાણું છે. તેના પેહેલ વેહેલા રૂસતમ માણેક સુરતના એક નામીચા વેપારી તથા ઈંગ્રેજ કોઠીના શરાફ હતા. તેવણ નવસારીના ભગર સાથના મોબેદોના વંશના હતા. તેવણની નસલ પ્રખ્યાત મોબેદાન મોબેદ નેરીઓસંગ ધવલથી—આ એહેવાલ સાથે જોડેલા "જીનીઓલોજીકલ ટ્રી" પ્રમાણે—ઉતરેલી છે. અને જો શેઠખાનદાન કુટુંબના હાલના વારસ જાલભાઈ અરદેશર શેઠ સાથે એ પ્રખ્યાત અથોરનાન નેરીઓસંગ ધવલ—કે જેણે આસરે ૧૧૭૯ વરસની વાતપર ઉદવાડાના આતશબેહેરામ રોજ ૯ મો માહા ૯ મો યઝદજરદી—સને ૯૦—અથવા ઈસવી સને ૭૨૧ ને દીને પરઠેઆ હતા—તેની ઓલાદ તાણીએ—તો તે નીચે મુજબ છે :—

ઓસતા જાલભાઈ—તે પાલક એરવદ અરદેશર—એરવદ મેરવાન—એરવદ માણેક—એરવદ મેરવાન—ઓસતા નવરોજ—એરવદ સોરાબ—તે પાલક એરવદ માણેક—એરવદ નવરોજ—એરવદ રૂસતમ—ઓસતા માણેક—તે પાલક ઓસતા જમશેદ—ઓસતા ચાંદાના—એરવદ ફરેદુન—એરવદ કામદીન—એરવદ રૂસતમ—ઓસતા ચાંદા—એરવદ ફરેદુન—એરવદ હોમ—એરવદ બમનીઆર—એરવદ ખોરશેદ એરવદ બમનીઆર—એરવદ ખુજેસતા—એરવદ ખુરમસતા—એરવદ મોબાદ—એરવદ નેરીઓસંગ—એરવદ ધવલ.

એ રૂસતમ માણેક સુરતની ઈંગ્રેજી કોઠીના શરૂઆતથીજ શરાફ હતા. તેનવુ એ કોઠીવાળાઓને નાણાંની મોટી રકમો ધીરધાર કરતા હતા, તથા ઈંગ્રેજ લોકના વેપારમાં ઘણી સવળતા કરી આપતા હતા. સુરતના મોગલાઈ અમલદારો ઈંગ્રેજી કોઠીવાળાઓને તેમના વેપારમાં ઘણી હરકતો નાખ્યા કરતા હતા. તે વીશેના બંદોબસ્તો કરવાને ઈ૦ સ૦ ૧૬૬૦ માં ઈંગ્રેજી કોઠીનો વડો તથા તેમના શરાફ રૂસતમમાણેક દીલ્હી ખાતે શાહનશાહ ઓરંગઝેબની દરબારમાં ગયા હતા. એ રૂસતમ માણેકની કારકીરદીનો એહેવાલ સુરતના એક મોબેદ જમશેદ બીન કેકોબાદે યઝદજરદી સને ૧૦૮૦ (ઇ૦ સ૦ ૧૭૧૧) માં ફારસી બેતોમાં લખ્યો હતો. તેમાં લખેછે કે શાહાનશાહ ઓરંગઝેબની હજુરમાં શેઠ રૂસતમે પોતાની સાથે દરબારમાં લઈ ગયલા ઈંગ્રેજને માટે નીચે પ્રમાણે અરજ કીધી હતી—

કે ઈન મરદ અઝ બેહરે સોદાગરી
બદીદ આમદસત અઝ રહે ખાવરી
વલી દખલ ન દેહદ ઈનરા બ શેહેર
અમીરાને દરગાહે બાલા બ મેહેર
હમીન મરદે અંગરીઝ નીકો તરસ્ત
પોર ઉમીદે ઝેબે સહી બર તરસ્ત

ગોઝારદ યનીન અરજ કઝ લોતફે શાહ
દેહદ જાઅસ દર શેહરે સુરત પનાહ
કે કારે તોજારત દરાં આરદસ
હમ અંબાર ખાને બરાં દારદશ.

અર્થ—"કે આએ (ઇંગ્રેજ) મરદ સોદાગરીને માટે પોતાના મુલકથી હીંદુસ્થાન ખાતે આવ્યો છે; પણ મુજેરગ દરગાહના અમીરો એને શેહેરમાં દાખલ કરતા નથી. એ ઇંગ્રેજ મરદ ઘણો નેક અને પાદશાહી સાએઆનો પુર ઉમેદવાર છે (માટે) તે એવી અરજ ગુજારે છે કે પાદશાહની મેહેરબાનીથી તેને સુરત શેહેરમાં જગા અને પનાહ મલે કે ત્યાં એ વેપારનું કામ જારી કરે અને તે માટે વખાર તથા કોઠી રાખે."

આ અરજ ઉપરથી શાહાનશાહે પોતાના વજીર અસદખાનની પાસે સુરતના નવાબ ઉપર એવો હુકમ લખાવ્યો કે—

કે દર શેહરે સુરત મર ઇંગ્રેજરા
દેહદ દખલો જાએ મકાનો સરા

કે સાક્રદ મકાને ખોદ્દશ અંદરા
ન બાયદ મોઅઝેમો માને કસા
બ માલે તોજારત જકાતશ મઆફ
ન મુદ્દત શેહ ઝીલતેફાતે ચફાફ.

અર્થ—"કે સુરત શેહેર મધે ઈંગ્રેજને દાખલ કરે તથા મકાનો અને કોઠીને માટે જગા આપે કે જ્યાં તે પોતાનાં મકાનો બંધાવે અને કોઇ તેને સતાવે નહી તથા અટકાવ કરે નહી. એના વેપારના માલનું જકાત પાદશાહે ખાસ મેહેરબાનીથી માફ કીધું છે."

એ રીતે ઈંગ્રેજ કોઠીવાળાઓ દીલ્હીથી વેપાર કરવાનો પરવાનો લાવ્યા હતા, અને આસરે પચીસેક વરસ સમાધાનીથી સર્વે કામ ચાલ્યા કીધું હતું, એ પછી ઈ૦ સ૦ ૧૬૯૦ માં સુરત ખાતે યુનેટેડ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના અમલદારો તથા મુંબઈના જનરલ સર નીકોલસ વેટ વચ્ચે સુરત ખાતેના કંપનીના શરાફ રૂસતમ માણેક શેઠ વીશે એક મોટો ટંટો ઉભો થયો હતો, તે એવી રીતે કે આગલાં વરશોમાં જ્યારે સર નીકોલસ વેટ સુરત ખાતેનો પ્રેસીડંટ હતો, ત્યારે તેણે આવતાંને વાર મજકુર રૂસતમ માણેકને કંપનીનો શરાફ નેમ્યો હતો, અને બંધે જણા એકમેકની સુજ સમજણ

પ્રમાણે ચાલતા હતા; પણ સર નીકાલસે મુંબઇના જનરલનો ઓદ્દો લીધા પછી આએ સાવચેત હેથી (રૂસતમ માણેક) ને જણું માલમ પડ્યું કે તેની મતલબ તો મુંબઈને વેપારનું મથક બનાવવાની છે, તેવુંજ તેણે સુરતની ઈંગ્રેજી કોઠીના અમલદારો મી૦ બોનેલ અને મી૦ પરોબીને જાહેર કરી દીધું કે "સર નીકાલસ વેટ માહારો નવાબ સાથે વગ લગાડી સર જાન ગેયરને કેદ કરાવવાને રૂ૫૦૦૦૦) પચાસ હજાર મને આપવા માગેછે." જ્યારે સર નીકાલસ વેટે સાંભળ્યું કે રૂસતમે પાટલો ફોડી સઘલી બીના જાહેર કરી નાખી છે, ત્યારે તેણે રૂસતમને ઈંગ્રેજી કંપનીની નોકરીમાંથી બરતરફ કીધા—તો જોકે એ વખતે રૂસતમે યુનૈટેડ ઇસ્ટ ઈન્ડીઆ કંપનીને રૂ૧૪૦૦૦૦) એક લાખ ચાલીસ હજાર તથા જુદી જુદી ખાનગી ઈંગ્રેજી વેપારી કંપનીઓને રૂ૫૫૦૦૦૦) પાંચ લાખ પચાસ હજાર ધીરેલા હતા. આથી સુરતના મજકુર યુનૈટેડ ઈસ્ટ ઇન્ડીઆ કંપનીના અમલદારો તથા સર નીકાલસ વચ્ચે મોટો અનબનાવ થયો. અને તેઓએ ઈંગલાંડ ખાતે "કોર્ટ ઓફ ડાઇરેકટરસ" પર ખુલ્લી રીતે લખી મોકલ્યું કે "સર નીકાલસ વેટના વારંવાર ઉલટપાલટ હુકમો આવ્યાથી નામદાર કંપનીનું નાણું બરાબર રીતે રોકવાને ઘણી મુશકેલી નડે છે અને ખરેખરૂં જોતાં તો ધંધો રોજગાર તદન ચાલી ન શકે તેવો મામલો થઈ પડ્યો છે, તેટલાં માટે જ્યાં સુધી રૂસતમમાણેકને પાછો ઓદ્ધો

ઉપર રાખે ત્યાં સુધી તેઓ કંપનીની મીલકત, અવેજ તથા તેઓનાં પોતાના છુટાપણાને માટે જોખમદાર થઇ શકતા નથી.

એ વીશે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની તવારીખનાં મી૦ બ્રુસ વાલાં દફતરમાં વાલમ ત્રીજા પાને ૫૯૫ એ લખે છે કે—

While he (Sir Nicholas Waite) was President at Surat, Rustam, whom from his first arrival, he had employed as broker, continued from interested motives, attached to his Views; but after he assumed the office of General of Bombay, this cautious native, discovering that his object was to make that Island the Centre of trade, explained to Mr. Bonnel and Mr. Proby, the English Company's servants at Surat, that Sir Nicholas Waite has promised to give him fifty thousand rupees to use his influence with the Governor to keep Sir John Gayor confined, which sum was to be paid to him individually, by advances on the prices of the Company's goods to that amount. When Sir Nicholas Waite was informed of this conduct of Rustam, he dismissed him from the English Company's employment, notwithstanding the United Trade

was then indebted to him 1,40,000 Rupees and the separate Companies 5,50,000 Rupees; and if the Surat Council had not prevailed on the Merchants to take their bills, the whole property of the English Company would have been seized.

This state of affairs between Sir Nicholas Waite and Mr. Proby could not but produce animosities; the former began with protesting against the conduct of the latter and of Mr. Bonnel, and they retaliated by declaring in their letters to the Court that it was impracticable to procure regular investments under the contradictory orders which Sir Nicholas Waite sent to them; and in fact, it was impossible to execute them; and therefore unless Rustom should be restored, they neither could be responsible for the Company's property nor their own liberty.

[Bruce's annals of the East India Company Vol. III p. 595.

આવો બંધાટ થઇ ગયાથી મુંબઇના જનરલ સર નીકોલસ વેટ પાછી રૂસતમ માણેક સાથે સમજુતી કીધી હતી.

એ પછી નામીચા તુરકી સોદાગર ઉસમાન ચલેબીના એક વાહાણને પોરટુગીઝોની મનવારે વગર કારણે જપત કીધાથી તેની તરફથી ફરીઆદ લઇ એવણ ગોવાના ગવરનર જનરલ સીનોર વીઝરેલ આગલ ગયા હતા. અને ત્યાંથી મજકુર વેપારીને ઇનસાફ અપાવ્યો હતો.

સુરતના જરથોસ્તીઓપરના ઘણાક જુલમો એવણે પોતાના મોગલાઈ અમલદારોની સાથના લાગવગથી ટાલ્યા હતા, તથા તે સીવાય ઘણાક પુલો, કુવા, તલાવો, ધર્મશાળા વીગેરે સુરતમાં તથા તેની આસપાસના ગામડાંઓમાં બંધાવ્યાં હતાં. સુરતમાં પારસીઓને વસવાનો "રૂસતમ પરા"નો લત્તો અસલ એવણની મીલકત હોવાથી તે આજ સુધી એવણનાજ નામથી ઓલખાય છે. સુરતની પાસે સુમાલી ગામની નજદીક કરારી બંદર કે જેને હાલમાં અજીરાનું બારૂં કરી કહેછે ત્યાં એવણે એક મોટો કુવો બંધાવ્યો હતો જેની ઉપર નીચે પરમાણે લેખ છે.

"ધરમો—ખરચે—આ૦ રૂસતમજી માણેકજીએ આ કુવો બંધાવ્યો છે. સંવત ૧૭૫૫ ના શરાવણ શુદ ૩."

એવણનું મરણ સુરતમાંજ રોજ ૧૭ મો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૦૯૦ યઝદજરદી, તા૦ ૩૦ મી જુલાઇ સને ૧૭૨૧ ઇસવીને દીને ૮૬) વરસની ઉમરે નીપજ્યું હતું.

રૂસતમ માણેકનાં મરણ પછી એવણના વારસો અને ઈંગ્રેજી કોઠીવાલાઓ વચ્ચે એમનાં માગતાં લેણાંના હીસાબને માટે ગેરસમજુતી ઉઠી હતી. જેથી ઈંગ્રેજી કોઠીના વડા મી૦ હોપ અને તે પછી મીશીઅરસ કોવન અને હારટેનીએ સુરતના હાકેમ નવાબ મોમીનખાન પર મુંબઇના ગવરનર ફીપસ પાસે કાગલ લખાવી શેઠ રૂસતમના વડા દીકરા ફરામજી રૂસતમજી શેઠને સુરતમાં કેદ કરાવ્યા, તથા તેમના મરનાર બાપના ઘેર પર જપતી બેસડાવી. અને એ ફરામજી શેઠને રૂ ૫૦૦૦૦) પચાસ હજારનો દંડ કરી તેમના ઘેરમાનાં માણસોને ખોરાક પાણી પોહોંચતો કરવાને બાહાને નવાબે દરરોજના રૂ ૨૦૦) નો વેરો નાખ્યો હતો. આથી શેઠ ફરામજીના બીજા ભાઇ શેઠ બમનજી રૂસતમજી શેઠ દાદ ચાહાવાને મુંબઇ આવ્યા હતા. તેવણને પણ હીયાંના ગવરનરે નજર કેદ રાખ્યા અને મુંબઇથી કેથે બાહાર નહીં જાય એવો હુકમ કીધો હતો. આ ઉપરથી એઓના નાના ભાઈ શેઠ નવરોજી રૂસતમજી શેઠના ઇંગિલાંડ ખાતે "કોરટ ઓફ ડાયરેકટરસ"ની હજુરમાં પોતાનાં કુટુંબપર થયલા ગેરઇનસાફ, તેમજ ઈંગ્રેજી કોઠીવાલાઓપર પોતાના બાપના દલાલીનાં માગતાં નાણાંની ફરીઆદ કરવા તથા ઇનસાફ ચાહાવા સુરતથી મનવાર "સાલસબરી"માં બેસી લનડન ખાતે ગયા હતા. અને ત્યાં ઇ૦ સ૦ ૧૭૨૩ ના એપરેલ માસની આખેરીએ સહીસલામત પુગા હતા. એવું કહેછે કે શેઠ નવરોજી



નવરોજી રૂસતમ માણેક

એઓણે લંડનથી પાછા ફર્યાં તે વેળા એઓણને જે "ડ્રેસ ઓફ ઓનર" ભેટ મળ્યો હતો તે એઓણે પહેરેલા છે.

આ છબી તે વેળા ચીનથી કાચપર રંગી મંગાવેલી તસવીર ઉપરથી ઉતારી છે.

પોતાની સાથે પોતાના ભાણેજ આ૦ ભીખાજી રતનજી વાછા તથા બીજા બે ત્રણ પારસી નોકરોને પણ લઇ ગયા હતા. હીનદુસ્થાનથી પેહેલ વેહેલા એક દેશી તરીકે એવણ ઈંગલાંડની સફરે ગયલા જણાય છે.

લનડનથી "કોરટ ઓફ ડાયરેકટરસ"ના ૧૭ અધીકારીઓએ તા૦ ૧૯ મી આગસ્ટ ૧૭૨૩ ને દીને પોતાની સહી સાખ સુધાં મુંબઇના ગવરનર તથા તેની કાઉનસીલપર નીચે જણાવેલો "ડીસપાચ" મોકલ્યો હતો. અને તેમાં સુરતવાલા કંપનીના માજી શરાફો (શેઠો ફરામજી, બમનજી, અને નવરોજી રૂસ્તમજી શેઠના) અને ત્યાંની ઈંગ્રેજી કોઠીના વેપારીઓ વચ્ચે પડેલા વાંધાનો જેમ બને તેમ સમજુતીથી નીવેડો આવે એવી ખુશી દેખાડી હતી, તથા શેઠ નવરોજી કે જેવણ ઈંગલાંડ ગયલા હતા તેવણના ભાઈ ફરામજીને સુરતમાં ઈંગ્રેજી કોઠીવાલાઓની તરફથી નવાબે કેદ કીધા હતા તેમને તુરત સુરતના નવાબને લખી છોડવવાનુ તથા તેમના બાપના ઘેરપર જપતી બેસાડી હતી તે ઉઠાડવાનુ તથા વચલા ભાઇ શેઠ બમનજીને મુંબઇમાં નજર કેદ રાખ્યા હતા તેમને જ્યારે ગમે ત્યારે સુરત જવાની પરવાનગી આપવાનું લખ્યું હતું.

LONDON, THE *19th August 1723.*

*To,*

OUR PRESIDENT AND COUNCIL OF BOMBAY.

We the Court of Directors of the United Company of Merchants of England Trading to the East Indies, send this to acquaint you that by the King George lately arrived and the Stanhope which came in some time before, we have received your several packets and advices, giving us an account of our affairs under your management with the reasons of your proceedings. We observe in your letters by the King George that the Governor of Surat and the Merchants think it very reasonable that the late brokers should give us satisfaction as to all just demands upon them, which as you have wrote us is what you desire and would be content with the proof of even from their own Books and accounts and to submit any matters of difference that may arise, to the determination of the merchants of Surat to be mutually chosen by the said Brokers and you, for them to conclude and settle the same.

We find in the letter by the King George that Framjee is in custody at the Surat Durbar, and Bomonjee remains confined

to his house at Bombay. Former letters gave us your reasons why you did not then think it proper to let him go off the Island.

The Salisbury man-of-war which arrived at Spit-head the latter end of April last, brought Nowrojee from Surat. He is since come up hither and hath laid before us several papers and accounts which are ordered to be perused and taken into consideration.

Among other papers he gave us one entitled the case of Framjee in close prison at Surat, wherein he represents that this was occasioned by the English Chiefs, Mr. Hope and afterwards Messrs Cowans and Courtenay's application to Momeen Cann, the Surat Governor, and by a letter delivered to him wrote by Governor Phipps, on which Framjee was at first confined, then guards set on his father Rustomjee's house, after Framjee was forced to pay Momeen Cann at times Fifty thousand Rupees and also Two Hundred Rupees a day for leave to supply the

people in the house with provisions and water, and besides all these hardships he has undergone corporal punishments.

We are apt to think this case is greately aggravated, or at least that the Governor proceeded the rigorous treatment to oblige Framjee to come to a fair account according to the custom of the country, which was at first civilly desired to be done without any compulsion and ought to have been complied with.

But however the case be, we have at Nowrojee's request consented and agreed and do hereby direct and order that you do give leave to Bomonjee, if he do yet remain at Bombay, to go to Surat whenever he pleases without delay and that you do your endeavour by proper application to the Governor of Surat to get Framjee released from confinement and the guards taken off from his late father's house. Our desire being to end all differences amicably, for we would not have him oppressed.

We have at Nowrojee's desire given him six letters all of the same tenor with this that as he intends to send them overland if any should miscarry, the rest may come safe and earlier than by

shipping directly from hence, for they will not sail till proper season by which you may expect an answer to your letters now before us.

We are,

Your loving friends,

E. Harrison

Abra. Addams

John Drummond

Wilm. Aislabie

Wm. Billers

Wm. Gosselin

Richd. Bolton

Robt. Hudson

Francis Child

Jos. Wordsworth, Sen.

John. Gould, Jun.

John. Eccleston

Edwd. Owen

John Bance

Boltzar Lyell

Jos. Wordsworth, Jun

Mathew Decker

સુરતની ઈંગ્રેજી કોઠીવાળાઓ અને તેમના શરાફ મરનાર રૂસ્તમ માણેક શેઠના છોકરાઓ વચ્ચે તેમના બાપના હીસાબ તથા ધીરધાર સંબંધી ઉઠેલા વાંધાનો ફડચો લાવવા માટે ઈંગલાંડ મધે તા૦ ૧૮ મી જાનેવારી સને ૧૭૨૪ ને દીને એક તરફથી યુનૈટેડ ઈસ્ટ ઈન્ડીઆ કંપની તથા બીજી તરફથી સુરતવાસી નવરોજી રૂસતમજી શેઠનાએ પોતાની તરફથી સર માથ્યુ ડેકર બારોનેટ, જોશીઆસ વર્ડસવરથ, એડવરડ હેરીસન અને જાન હીથકોટને પોતાના લવાદો કીધા હતા. તેઓએ પોતાનું લવાદ નામું કરી આપ્યું કે મજકુર યુનૈટેડ કંપનીએ શેઠ નવરોજી રૂસતમજી તથા તેઓના ભાઇઓ શેઠો ફરામજી તથા બમનજી રૂસતમજીને લખી આપેલાં જુદાં જુદાં બે "બાંડ"ને પેટે તથા પરચુટણ લેવડ દેવડને પેટે કુલે રૂ ૫૪૬૩૯૦) નીચે પ્રમાણે ત્રણ હફ્તે આપવા:—રૂ૧૭૦૦૦૦) નો પહેલો હફ્તો તા૦ ૧ લી ફેબરવારી સને ૧૭૨૪ ને દીને, બીજો રૂ ૧૮૮૧૯૫) નો હફ્તો તા૦ ૧ લી ફેબરવારી સને ૧૭૨૫ ને દીને અને ત્રીજો રૂ ૧૮૮૧૯૫) નો છેહલો હફ્તો તા૦ ૧ લી ફેબરવારી સને ૧૭૨૬ ને દીને આપવો. આ અસલ લવાદ નામું પારચમેન્ટ ઉપર લખેલું હજુર શેઠ રૂસતમજી ડોસાભાઈ શેઠના પાસે જાલવી રાખેલું છે. ઈંગલાંડથી શેઠ નવરોજી જ્યારે પાછા ફર્યા ત્યારે લનડનની "કોરટ આફ

ડાઇરેક્ટરસે" એ શેઠને એક કીમતી સરપાવ (ડ્રેસ ઓફ્ ઓનર) ભેટ આપ્યો હતો.

*18th January 1724.*

**To all People to whom these Presents shall come We Sir Matthew Decker of London Baronet, Josias Wordsworth, Edward Harrison and John Heathcote of London Esquires, send greeting. Whereas in and by one Indenture bearing date on or about the Eighteenth day of November and made or mentioned to be made Between the United Company of Merchants of England Trading to the East Indies of the one part and Nowrojee Rustomjee of Surat in the East Indies (but then and now residing in London) Merchant of the other part, Reciting that several Accounts Claims and Demands had been depending and several disputes and Controversies had arisen between the said United Company and the said Nowrojee Rustomjee as well on the behalf of himself as Framjee and Bomanjee his brothers in their or one of their own proper right as in the rights of Rustomjee Maneckjee Father of the said Nowrojee, Framjee and Bomonjee to whom they are representatives. And Reciting that the said Parties**

having a desire that an amicable end might be made of all matters in difference between them, had indifferently elected and chosen us to be arbitrators of, in, and concerning the Premises and had agreed that we the said arbitrators should and might finally Determine all Differences Controversies, Disputes Claims and Demands between the said parties or either of them upon any account whatsoever. It was witnessed by the same Indenture that it was thereupon Covenanted and agreed by and between the said parties thereto and the said United Company of Merchants of England Trading to the East Indies Did for themselves and their Successors Covenant Promise and Grant to and with the said Nowrojee Rustomjee for himself and in behalf of his Brothers at Surat that they the said United Company their successors and assigns should and would for and on their part well and truly stand to, abide, observe, perform and fulfill and keep such award final end and determination as we should make of, in, and Concerning the Premises so as the same was made and put in writing under our hands and seals respectively and ready to be delivered to the said Parties at the East India House in Leadenhall Street, London, on or before

the Eighteenth day of this instant January. And the said Nowrojee Rustomjee did for himself and in behalf of his Brothers, their and each of their Executors and Administrators Covenant, Promise and Grant to and with the said United Company of Merchants of England Trading to the East Indies, their successors and assigns that he the said Nowrojee Rustomjee for himself and in behalf of his Brothers their and each of their Heirs Executors and Administrators should and would well and truly stand to, abide, observe, perform, fulfill and keep such award final End and Determination as we should make of, in, and concerning the Premises, so as the same was made and put in writing under our hands and seals respectively and ready to be delivered to the said Parties at the East India House in Leadenhall Street, London, on or before the Eighteenth day of this Instant January. And it was thereby declared and agreed by and between the Parties thereto that the said submission and award to be made by us the said Arbitrators in pursuance thereof should be made a Rule of His Majesty's Court of King's Bench at Westminster according to a late Act of Parliament for determining differences by Arbitration, as in and by the said recited Inden-

ture duly executed by the Parties thereto reference being thereto had may more at large appear; Now Know Ye that we the said Sir Matthew Decker, Josias Wordsworth, Edward Harrison, and John Heathcote, having taken upon us the burthen of the said award and fully heard and examined the several Allegations and Proofs of the said Parties and duly and maturely weighed and considered the same and the matter in difference between them: Do declare that it appears unto us that there was due at or upon the Eighteenth day of November last from the said United Company to the said Nowrojee Rustomjee and to the said Framjee and Bomonjee called Framjee Rustomjee and Bomonjee Rustomjee sons of the above named Rustomjee Maneckjee Ninety one thousand three hundred and sixty seven Rupees and Twenty nine pies and a half upon or by Virtue of one Bond Deed or Interest Bill under the seal of the said Company bearing date on or about the Fifteenth day of May one thousand seven hundred and sixteen, and that there was likewise at the same time due from the said United Company to the said Nowrojee Rustomjee, Framjee Rustomjee and Bomanjee Rustomjee Fifty one thousand eight hundred and forty Rupees upon or by Virtue of one other Bond Deed or In-

terest Bill under the seal of the said Company bearing date on or about the fourth day of October one thousand seven hundred and sixteen, and it further appears unto us the said Arbitrators that there was at the same time due from the said United Company to the said Nowrojee Rustomjee, Framjee Rustomjee and Bomonjee Rustomjee upon several accounts depending between them and the United Company so much as in the whole with the money due on the abovementioned Bonds, Deeds or Interest Bills as aforesaid make together five hundred and forty six thousand three hundred and ninty Rupees which said five hundred forty-six thousand three hundred and ninty Rupees we declare to be the full of all that can to the time aforesaid be claimed or Demanded of and from the said United Company by the said Nowrojee Rustomjee, Framjee Rustomjee and Bomanjee Rustomjee, either in their own right or in the right of either of them or as they or either of them are representatives or claim under their above named Father or otherwise howsoever, and accordingly we do award the said five hundred-forty six thousand three hundred and ninety Rupees to be accepted by the said Nowrojee Rustomjee, Framjee Rustomjee and

Bomonjee Rustomjee in full satisfaction of all demand between them and the said United Company to the said Eighteenth day of November and we award the same be paid in the manner and form and at the place hereafter mentioned (that is to say) We award that the sum of nineteen thousand one hundred twenty-five pounds sterling money being the amount or value in England of one hundred and seventy thousand Rupees be well and truly paid or caused to be paid by the said United Company to the said Nowrojee Rustomjee on or before the first day of February now next ensuing and that upon such payment the said Nowrojee Rustomjee do deliver up to the said United Company to be cancelled the Bond hereinbefore mentioned to be dated on or about the fifteenth day of May one thousand seven hundred and sixteen whereon as abovementioned is due ninety one thousand three hundred and sixty seven Rupees and twenty-nine pies and a half and the said Bond hereinbefore mentioned to be dated the fourth day of October one thousand seven hundred and sixteen whereon as abovementioned is due fifty one thousand eight hundred and forty Rupees and we do further award that the said United Company do on or before the first day of Febru-

ary which will be in the year of our Lord One thousand Seven hundred and twenty-five English shall well and truly pay or cause to be paid to the said Nowrojee Rustomjee at Bombay in the East Indies the further sum of one hundred eighty-eight thousand one hundred and ninety-five Rupees, upon payment whereof We do award and direct that the said Nowrojee Rustomjee shall himself and also procure the said Framjee Rustomjee and Bomonjee Rustomjee to sign a receipt or acquittance of and for the said One hundred Eighty-eight thousand one hundred and ninety-five Rupees. And We do further direct and Award the said United Company well and truly to pay or cause to be paid to the said Nowrojee Rustomjee at Bombay aforesaid on or before the first day of February which will be in the year of our Lord One thousand Seven hundred and twenty-six English still the further sum of One hundred Eighty-eight thousand one hundred and ninety-five Rupees, being the residue of and in full payment and satisfaction for the sum of Five hundred and forty six thousand three hundred and ninety Rupees so due and owing from the said United Company in the whole as a abovementioned, upon payment of which last mentioned sum of one hundred

eighty-eight thousand one hundred and ninety five Rupees, We direct and award that the said Nowrojee Rustomjee shall sign seal and deliver and likewise procure the said Framjee Rustomjee and Bomonjee Rustomjee to sign seal and deliver to or to the use of the said United Company and their successors a General Release of and from all claims accounts and demands whatsoever between them and each of them and the said United Company to the said Eighteenth day of November last past, and We do award and direct that the said Nowrojee Rustomjee do and shall also sign seal and execute unto and to the use of the said United Company a Bond of sufficient penalty conditjoned for the saving harmless and indemnified the said United Company and their successors of from and against all claims and Domands that shall or may be made upon the said United Company or their successors for and in respect of the said sum of money so paid in pursuance of this award and from and against all actions suits and Damages that shall or may happen to or be at anytime or times commenced or prosecuted against the said United Company or their successors for or by reason or in respect of their having made such payments as aforesaid or any of them or otherwise

howsoever in relation thereto. In Witness whereof We the said Arbitrators have to this award set our hands and seals this Eighteenth day of January in the Eleventh year of the reign of our Sovereign Lord George King of Great Britain and France and Ireland Defender of the Faith, or Anno Domini 1724.

SEALED AND DELIVERED
(bring first duly stamped)
in the presence of
ST. HERVEY
GEORGE LLOYD.

MATHEW DECKER O
JOS. WORDSWORTH O
E. HARRISON O
JOHN HEAHTCOTE O

સુરતની ઈંગ્રેજી કોઠીનો માજી વડો મી૦ ચારલ્સ બુનેટ કે જે હાલમાં ઈંગલાંડ ખાતે ગયો હતો તેણે તા૦ ૨૫ મી મારચ ૧૭૨૫ ને દીને લનડનથી શેઠ ફરામજી રૂસતમજી શેઠના તથા શેઠ બમનજી રૂસતમજી શેઠનાપર સુરત ખાતે એક પત્ર લખ્યો હતો, તેમાં તેઓએ પોતાના ભાઈ શેઠ નવરોજી રૂસતમજી શેઠને ઈંગ્રેજી રીત પ્રમાણે "લેટર-ઓફ-એટરની" તથા બીજા કેટલાએક અગત્યના દસ્તાવેજો આપ્યા વગર ઈંગલાંડ મોકલ્યા તે ભુલ માટે તેઓનું ધ્યાન ખેંચ્યું હતું. તથા તેઓ

અને "યુનૈટેડ ઈસ્ટ ઈન્ડીઆ કંપની" વચ્ચેનો વાંધો પતાવવાને તેણે પોતે ઈંગલાંડમાં શેઠ નવરોજીને કેટલી બધી મદદો તથા સુચનાઓ કીધી હતી તે જણાવી લખ્યું હતું કે "મેં તેમજ ઈંગલાંડના બીજા કેટલાક ગ્રહસ્થોએ નવરોજીને સલાહ આપી છે કે તમો ત્રણે ભાઈઓએ તમારાં દરએક કામકાજમાં સલાહ સંપજથી રહેવું, કારણકે એવી વકી રાખવામાં આવેછે કે થોડા વખતમાં આનરેબલ કંપની તમો ત્રણેને પાછા પોતાના શરાફ તરીકે ભેગા કામે લગાડશે, પણ તમારામાં જો સંપ નહી હશે અને માહોમાહે વાંધા પડશે તો તમો તમારૂં પોતાનું કામ ખરાબ કરશો. નવરોજીના ઈંગલાંડ આવ્યા પછી તેવણ અતરે ઘણા આજારી પડયા હતા, સબબ આએ પોતાના કામમાં તેવણે ઘણી જેહેમત ખેંચી હતી, અને અતરે દરેક જણ એવણ વીશે ઘણું માન ધરાવેછે. સઘલું કામ એવણે આનરેબલ કંપનીને મનપતીજ તથા પોતાના ભાઈઓ તથા કુટું-બને ફાયદાભરી રીતે બજાવ્યું છે, એટલા માટે તમોએ એવણને આએ લાંબી તથા કંટાલાભરેલી મુસાફરી તથા મોટી દીલસોજીથી લીધેલી મે-હેનતના બદલામાં કાંઈ કીમતી ભેટ આપવી . . . . . . સુરતના મારા આડતીઆ મી૦ ટામસ વાટરસને મારાં અથવા તેનાં પોતાના કાંઈ કામ સર તમારી મદદ જોઈએ તો તેને આપવાની તેમજ મારા દોસતો મી-શીઅરસ બેનસ લેમબરટ અને લુથરને પણ જ્યારે સંજોગ પડે ત્યારે

તમારી મદદ અને સલાહ આપવાની હું તમોને ભલામણ કરૂં છું." આ કાગલ પણ શેઠખાનદાન કુટુંબ પાસે હાલ મોજુદ છે. જેપરથી જણાય છે કે પારસી લોકો શરૂઆતથીજ ઈંગ્રેજ સતાવાલાઓ સાથ કેવો ગરોબો રાખતા હતા તથા પેહેલ વેહેલા ઈંગલાંડ જનાર પારસીએ આજ ૧૭૫ થી વધારે વરસ ઉપર ત્યાં કેવું સારૂં મત બેસાડયું હતું.

*25th March 1725.*

MESSRS FRAMJEE RUSTOMJEE
AND BOMONJEE RUSTOMJEE.

I have received your several letters and have returned answer to some of them by Capt. Hide and last by Mr. Thomas Waters and I think you did wrong to send Nowrojee to England without a letter of Attorney under your hands after the English Manner, neither did you send by him the original Bonds which were the most material things wanting. I have to the utmost of my power helped and assisted Nowrojee in your affair and have been of greater service than anybody could have been here, as I believe Nowrojee will do me the justice to signify to you. Whatever Nowrojee hath done in this concern hath been by my advice ; he

has always consulted with me and I have told him what was necessary and proper to be done. And as I have said to Nowrojee that if he or you tell anybody what methods have been taken in England relating to this business, it will greatly prejudice the affairs.

Nowrojee and Capt. Braithwait of the Salisbury Man-of-War have had some dispute (the particulars Nowrojee will acquaint you with) which dispute I have made an end of here, and they have given a general release to each other.

Your brother Nowrojee hath paid the Money due to me for consulage and interest and I have given him a receipt for the same. I have likewise agreed with Nowrojee that in case my attorney in India should have received this money from either of you, Mr. Thomas Waters shall pay back the money to you with Interest according to the Custom of Indians. I have wrote to Mr. Waters and ordered him to do so. I have advised Mr. Nowrojee and so have several Gentlemen here that you three brothers should live amicably and peacefully in all your affairs, because in a very short time it is to be hoped the Hon'ble Com-

pany will employ you all jointly as their broker, as is promised by my own and Nowrojee's good friends here. But if any dispute happens among you then you will ruin your business. Since Nowrojee coming to England he hath been very ill, but he hath taken great pains in this business and everybody here hath great value and esteem for him, because he hath managed this affair to the satisfaction of the Hon'ble Company and for the good and interest of his Brothers and family; therefore you ought to make him a handsome present for his long and fatiguing voyage and good services.

In your account dated September 10th 1722, you have deducted thirteen hundred twenty-two Rupees 59 pice for commission on Twenty-six thousand four hundred fifty-eight Rupees 33 pice at 5 per cent to Mr. Hope as Vice Consul: this I can't allow; therefore I hope you will recover it with interest, for I promised Mr. Hope only on what he should collect himself, by which means I understood he was security, whereas had not your affairs taken a favourable turn, my consulage must have been lost by Mr. Hope's neglecting my orders. I have ordered my

Attorney to receive back from Mr. Hope whatever he has so fallaceously charged in former accounts, and I hope for your assistance as I shall readily serve you in England.

I understand Mr. Hope has not credited me for the Williams Consulage and some other ships on the pretence that they belonged to Company's servants, the Company gave me the whole perquisite without any exception and the excusing the servants of Bombay or Surat was a voluntary act and designed only as an encouragement to young beginners, for I ever insisted to have it paid in stocks, otherwise the name of a Company's servant might cover many Cargoes as Mr. Hope has, done. This I hope you will enquire into and clear up for me.

I come now to recommend to you Mr. Thomas Waters, whom I have made my attorney, if he applies to you for assistance in mine or his own affairs joint or myself you will give him what you are able.

I recommend you to the divine providence and

Your Very Loving,

Cha. Boonet

( The head of the English Factories. )

**Mr. Waters, Mr. Innes, Mr. Lambton, Mr. Louther or all my friends, whom I desire you will assist as occasion serve.**

**LONDON *March 25th 1725.***

**Yesterday your Brother concluded his affair with Commodore Mathews, which considering the nature of your Bill of Exchange is very well made an end of, and I do not think it least service I have done your family. I hope you will exact selves in like manner for me.**

**CHA. BOONET.**

એ પછી શેઠ નવરોજીએ ઈંગલાંડથી પાછા ફરી મુંબઈમાં જાથુક વાસો કીધો હતો. "નવરોજી હીલ" ને નામે મુંબઈમાં મજગામના રસતાપર જે એક મોટો ડુંગર છે તે એ મહુસ્થના નામની યાદગારી દેખાડેછે. એવણ તે વેળા મુંબઈમાં પેહેલ વેહેલી સ્થાપેલી પારસી પંચાયતના એક મુખ્ય અકાબર હતા. એવણ રોજ ૨)જે માહા ૭)મો શેહેનશાહી સને ૧૧૦૧ યઝદેજરદી તા૦ ૧૩ મી એપરેલ સને ૧૭૩૨ ઈસવીને દીને મરણ પામ્યા હતા.

નવરોજીના એકજ દીકરા શેઠ માણેકજી નવરોજી શેઠના આતરેના એક જાણીતા વેપારી, જાગીરદાર તથા મોબેદોના વડા ગણાતા હતા. એવણ ઈ૦ સ૦ ૧૭૩૦ માં પેહેલ વેહેલા મુંબઇ આવ્યા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૭૩૨ માં પોતાના બાપના મરણ પછી સુરત, મુંબઇ તથા બીજા દેશાવરો ખાતેનો વેપાર ચલાવતા હતા. આ માટે એવણે પટેલ બચાબાઈ કાવસજીને પોતાના આડતીઆ તરીકે માઇસોર ખાતે મોકલ્યા હતા. એવણે કોટમાંની બજારગેટ સ્ટ્રીટમાંની જાણીતી આતશ્રાનની દરે-મેહેર બંધાવી તે તા૦ ૧૯ મી જુન સને ૧૭૩૩ ને દીને પરઠાવી હતી. તેમજ પારસીઓને સર અવસરે વાપરવાની કોટની "માણેકજી શેઠની વાડી" પણ એવણે બંધાવી હતી. નવસારીમાં પથ્થરનું એક દોખમું એવણે બંધાવી તે તા૦ ૩૦ મી જાનેવારી સને ૧૭૪૭ ને દીને પરઠાવ્યું હતું. આ દોખમાની સામેની સગડી ઉપર નીચલા ફારસી બેતો તખતીમાં કોતરેલા છે.

બના કરદ માણેકજી એ પાક દીન
બેહેસ્રત બરીન બરૂએ જમીન
બરૂઝે મુબારક ખુર વ માહે તીર
બુરત બ શુદ દાન બાર ગાહે મુનીર
ઝે સાલે જલુસ શેહે યઝદ ગરદ
હઝારો સદો શાનઝદેહ યાદ કરદ.

મામેની—પાક દીનના માણેકજીએ જમીનની સપાટી ઉપર આ મુબારક બેહેસ્ત બનાવ્યું છે. તીર મહીનાના મુબારક ખોરશેદ રોજને દાહાડે આએ નુરભરેલી જગો તઈઆર થઇ, યાહાનશાહ યઝદજરદના ૧૧૧૯ માં વરસમાં.

મુંબઈમાં સર્વે પંચાતે મલી એક દોખમું બંધાવાને ઉઘરાણું કર્યું હતું. તેમાં એવણે રૂ ૨૫૦૦) ભર્યા હતા, પણ પાછલથી તે ઉઘરાણાની રકમ પુરતી નહી જણાયાથી એવણના વારસોએ એવણની નઈએતે તેમાં બાકીનું નાણું પુરૂં કરી આપી એ દોખમું એવણને નામે ઇ૦ સ૦ ૧૭૫૬ માં બંધાવી પુરઠાવ્યું હતું. એવણ કેટલીક જાગીરો પોતાની પાછલ પેહેરપે વડા વારસોનેજ મલે એવો બંદોબસ્ત કરી એલાહેદી કાહાડી ગયા છે, અને તે માટે પોતાના મરણની થોડાક દીવસ આગમજ એટલે તા૦ ૪ થી એપરેલ ૧૭૪૮ ને દીને એક વશીયતનામું કીધું હતું. તેમાં ધર્મખાતે તરણ વાડીઓ કાહાડી તેની ઉપજ જે થાય તે એ વાડીઓપરનો ખરચ બાદ કરી તેમાંથી એવણની દરેમેહેરમાં તેલ, સુખડ, કાડી વીગેરેનો ખરચ કરવા ઠેરવ્યું છે, તથા દરરોજ બાજ, આફ્રેગાન ચાલુ રાખવા, તથા એવણની વરસ દાહાડાની બાજ નાહાનીઆ સુધાં કરવા, તથા નવસારીમાં એવણની નઇયતે એક વરસ

નેરંગદીન અને એક વરસ ફેરણુક કરવા વશીયતનામામાં લખી મરજી જણાવી છે. તેથીને એ બાજ હજુર સુધી દર વરસે નેરંગદીન અથવા તો ફેરણુની ક્રીઆ સાથે કરવામાં આવે છે, અને સઘળા મુંબઈમાં વ-સતા મોબેદોને બાજ જમાડવામાં આવે છે.

વળી મજગામમાં આવેલો ડુંગર નામે "સરતે વીઝરેલ" જે ડુંગર હાલ "નવરોજી હીલ"ને નામે ઓલખાય છે તે વીલથી વકફ (Trust) કરી એવું જણાવ્યું છે કે એવણ પછી પેહેડી દર પેહેડી વડો દીકરો એ ડુંગરનો મુતવલી (Trustee) થાય અને તે એ ડુંગરની જેથી આવક આવે તે લીએ. એ ડુંગરના હાલના આઠમા મુતવલી જલભાઈ અર-દેશર શેઠ છે, અને એ ડુંગર ઉપર હાલ વસતી ૪૦૦૦૦) ચાલીસ હજાર માણસોની વસે છે એમ છેલ્લા સરકારી સેનસસમાં જણાવ્યું છે.

મુંબઈની પારસી પંચાયતના માણેકજી શેઠ એક મુખ્ય અકાબર હતા. એવણને પેટ કોઇ નર વારસ નહીં હોવાથી પોતાના વડા જમાઇ સોરાબજી મનચેરજી શેઠનાને પોતાના પાલક કરી બધો વહીવટ તેમને નામનો કીધો હતો. એવણ રોજ ૧૨ મો માહા ૭ મો શેહેનશાહી સને ૧૧૧૭ યઝદેજરદી, તા૦ ૧૯ મી એપરેલ ૧૭૪૮ ઈસવીને દીને ૯૦) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

ઉપર જણાવેલી ત્રણ વાડીમાંથી એક વાડી જે હાલ "માણેકજી શેઠની વાડી" ને નામે ઓળખાય છે તે સરઅવસરે પારસીઓને વાપરવા દેવા એવણે વીલથી જણાવ્યું છે. એ વખતે એ વાડીમાં એકજ જમણનો ઓટલો હતો, તે પછી એવણના ધર્મખાતાંમાંથી એક બીજો ઓટલો શેઠ સોરાબજી માણેકજી શેઠે બંધાવ્યો હતો. ત્યારપછી એ બને ઓટલા ઘણા પુરાણા થવાથી ઇ૦ સ૦ ૧૮૪૩ માં શેઠ માણેકજી મેરવાનજી શેઠે તેમની ઘટતી મરામત કરાવીને બીજા બે નવા ઓટલા બંધાવ્યા હતા. આ ચારે ઓટલાઓ ફરી ઉખેડી નવેસરથી ઇ૦ સ૦ ૧૮૭૮ ના વરસમાં એ ખાતાંના સાતમા મુતવલી શેઠ અરદેશર મેરવાનજી શેઠે શોભકદાર રીતે બંધાવ્યા છે.

મરહુમ શેઠ માણેકજીની બે ધણીઆણીઓ જીવતી હતી. તેમાં એક બાઇ બાઇજી ઉરફે માણેકવહુ તે મરહુમ આ૦ માણેકજી ખરશેદજીના બેટી હતાં, અને બીજી બાઇ કુકીબાઇ તે મોદી મોટાભાઇ એદલજીના બેટી હતાં.

શેઠ માણેકજીનાં વસીયતનામાપર આ૦ નસરવાનજી બમનજી શેઠના, આ૦ મનચેરજી બમનજી શેઠના, આ૦ જમશેદજી ફરામજી શેઠના, મોદી

હીરજીભાઈ જીજીભાઈ, મોદી ભીખાભાઇ જીજીભાઈ, વો૦ બેહેરામજી બનાજી, આ૦ નાનાભાઈ બમનજી શેઠના, શેઠ સોરાબજી રૂસ્તમજી, ગાડીઆ લવજી નસરવાનજી અને શેઠ બમનજી જીવા એઓની સાખો છે. વલી એક બીજું વશીઅતનામું એવણે પોતાના મરણની એક દીવસ આગમજ એટલે તા૦ ૧૮ મી એપરેલ સને ૧૭૪૮ ને દીને પોતાની બે હઈઆત ધણીઆણીઓને તેમની જીંદગી સુધીનાં ગુજરાનને માટેના ચોકસ બદોબસ્તો કરી લખી આપ્યું હતું, તેમાં તે બાઇઓને નીચે પ્રમાણે શીખામણ દીધી હતી—

"બીજું એ જે તમારા કબીલાના માણસ.બન્ને ધણીઆણીઓના માઅે અથવા બાપ તથા ભાઈ હોય તે તથા હરેક સગો આવી મલે ને તમને બન્ને જણાને ફુસલાવે જે રૂ ૩૦) ત્રીસ હજાર રોકડા લેઓ ને જવા દેઓ તો હરગીજ એ કામ કરતાં મા. ને જો રૂપીઆ લીધા તો એમ જાણજો જે એ રૂપીઆ ચાલીસ દાહાડા રહેવાના નથી, ને તમે ખરાબ થશો, ને હમે જે રૂ ૨૦૦૦) બે હજાર લખી આપ્યા છે તે વરસો વરસ આપશે તેથી બા આબરૂ સાથે જીવશો જાહાં તાહાં સુધી આરામ સાથે ગુજરાન થાશે ને કશી વાતે કસટી થાશે નહી. એ વાત વારેવાર વીચારી જોજો. ખબરદારીએ ને માહારા લખેઆ માફક ને

માહારા હોકમ માફક ચાલશો તો બા આબરૂથી જીવશો જાગશો તાંહાંવેર સુખી થાશો ને ખોદા રાજી રેહેશે . . . . . . . એવી વીગતે તમને લખી અમે આપ્યું છે, કાંએકે તમે બહરાં માણુસ છો, ને તમારા હાથમાં હુમારૂં લખું હોય તો તમને અમારા લખેલા માફક જવાબ દેએ ને ખોદા કરશે તો કશી વાતની ફીકર નથી, પાંચ દાહાડા હુમારા નશીબના છે, ને શરીરનો ભોગ કશાલો છે, તે ખોદા આરામ કરશે. ચંતા નથી. ને મરવું તો હક છે, એક દાહાડો આગલ ઇલ્યા પાછલ, પણ રજા હજાને માંગલે ધણીના દસતાવેજ હોય તે તમારે કામના, માટે લખી આપીઉં છે, માટે એ લખીઉં કામનું છે, તે તમારી પાસે રાખજે ને અમે વશીયતનામું પરથમ કરૂં છે, તેમાં ખીજમતગારો વીગેરેને ઇનામ લખું છે તે હુમારો માસીસો થયા પછી જરૂર જેને જે લખું હોય તે હુમારા હોકમ માફક અપાવજે. દાહાડા કાહાડશો મા. ખોદા કરશે તો કશી પાંતીની ચીંતા નથી, ખોદાના હોકમથી અમને આરામ થાશે પણ દુનીઆનો માંગલો છે માટે એ લખીઉં કરૂં છે. બન્ને ધણીઆ-નીના કામનું છે, કજા રજાએ," ઇત્યાદી.

ઇ૦ સ૦ ૧૭૮૮ માં મુંબઇની પારસી પંચાયતે અતરેના મેયરની અદાલતમાં શેઠ સોરાબજી માણેકજી શેઠના જેવાજી માણેકજી શેઠના વકફના

૨) આ મુનશી હતા તેમજુપર તથા શેઠ મનચેરજી બમનજી શેઠના ઉપર ફરીઆદી કીધી કે તેઓ મરહુમ શેઠ માણેકજી નવરોજી શેઠના ધર્મ ખાતાનો વહીવટ તેમના વસીયત મુજબ બરાબર ચલાવતા નથી, તેથી તેઓના વસીઆત મુજબ એ ધર્મખાતાનો વહીવટ પંચાયતને સોંપવો. મેયરની અદાલતે આ અરજ બાહાલ રાખી અને પંચાયતને એ ધર્મ-ખાતુ ચલાવવાનો હુકમ કીધો. આથી શેઠ સોરાબજી તથા શેઠ મનચે-રજીએ એ ધર્મખાતાનો વહીવટ તેઓ બરાબર ચલાવેછ તે બાબેના ઘટતા પુરાવા સાથે ઉપલા મેયરના ચુકાદાની સામે નામદાર ગવરનરની કૌન-સીલને અપીલ કીધી. કૌનસીલે સઘળી બીના ધ્યાનમાં લઈ મેયરનો ચુકાદો રદ કીધો અને પાછો શેઠ સોરાબજી તથા શેઠ મનચેરજીને એ ધર્મખાતાનો વહીવટ ચલાવવાનો અખત્યાર આપ્યો, આ ઉપરથી પંચાયતે ઇંગલાંડ મધે "કીંગ-ઇન-કૌનસીલ" ભેગ અપીલ કીધી, જ્યાંથી પણ ઇ૦ સ૦ ૧૭૬૭ માં નામદાર ગવરનરની કૌનસીલનો ચુકાદો બાહાલ રાખી શેઠ સોરાબજી તથા શેઠ મનચેરજીનેજ એ ધર્મખાતુ ચલાવવાનો અખત્યાર આપ્યો. એ મુજબ આ ટંટાનો નવ બરસે નીવેડો આવ્યો.

## મુનશી બીજો.

મરહુમ શેઠ માણેકજીની મળી તેમના વડા જમાઈ તથા કાકાના

ભાઈચા મનચેરજી જમનજી શેઠના ભાઈચા શેઠ સોરાબજી માણેકજી શેઠને ખોળે કરી લીધા હતા, અને એવણુ માણેકજી શેઠના વકફના ધર્મખાતાંના મુતવલી થયા હતા. એવણુ ઇ૦ સ૦ ૧૭૫૯ થી સુરત ખાતે રહી ત્યાંની મરહુમ શેઠ માણેકજીની પેઢીનો વહીવટ ચલાવતા હતા, અને મુંબઇના માણેકજી શેઠના ધર્મખાતાનો વહીવટ એમના પીતા શેઠ મનચેરજી જમનજી ચલાવતા હતા. એ પછી ઇ૦ સ૦ ૧૭૮૫ માં એવણુ મુંબઈ આવ્યા હતા, અને એ ધર્મખાતાનો વહીવટ પોતાને હસ્તક લીધો હતો તથા પોતાને નામે અતરે એક પેઢી કાહાડી દેશાવર સાથનો વેપાર તથા શરાફી ધંધો ચલાવતા હતા. ઇ૦ સ૦ ૧૭૯૦ ના સડતાલાના દુકાલની વખતે ગુજરાતથી વાખાના માર્યા અતરે આવેલા જરથોસ્તીઓને એવણે પોતાના હસ્તકની મરહુમ માણેકજી શેઠવાલી ધર્મખાતાંની વાડીમાં ઉતારો આપ્યો હતો. એવણે પોતાના બાપ શેઠ મનચેરજી જમનજીને નામે મુંબઇના બાહેરકોટ ખાતે એક દરેમેહેર બંધાવીને તા૦ ૨૪ મી નવંબર ૧૭૯૬ ને દીને પરઠાવી હતી. એ વેલાની અતરેની પારસી પંચાયતના એવણુ એક અકાબર હતા. એવણુ રોજ ૬) ડૈ માહા ૭) મો શેહેનશાહી સને ૧૧૬૭ યઝદેજરદી, તા૦ ૧૨ મી એપરેલ ૧૭૯૮ ઇસવીને દીને ૬૧ વરસની ઉમરે મરણ પામ્યા હતા.

## મુતવલી ત્રીજો.

શેઠ સોરાબજીની પછી એઓના વડા દીકરા શેઠ નવરોજી સોરાબજી શેઠ મરહુમ માણેકજી શેઠના ધર્મખાતાંના ૩) જા મુતવલી થયા. તેઓ પોતાના ભાઈઓ શેઠ જમનજી તથા ફરામજીની સાથે મલી પોતાના બાપની સોરાબજી માણેકજી શેઠના નામથી ચાલતી વેપારની પેઢી ચલાવતા હતા. મરહુમ માણેકજી શેઠના ધર્મખાતાંના મુતવલીપણાંનો અખત્યાર એઓને મલ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૦૩ ની મુંબઈની મોટી આગની વેલાએ એઓએ કેટલીક સરકારી ઇમારતો બલી ગયાથી સરકારના અમલદારોને રહેવાને માટે પોતાના ઘેરો ખાલી કરી આપ્યાં હતાં, અને તેનું કશું ભાડું સરકાર પાસથી લીધું નહી હતું. આથી સરકારે એઓનો ઉપકાર માની આગમાં બલી ગયલી કેટલીએક ખાલી જમીન તેના બદલામાં એઓને ભેટ આપી હતી. એઓએ મરનાર માણેકજી શેઠના ધર્મખાતાંનો વહીવટ ૧૫ વરસ વેર ચલાવ્યો હતો. એઓ રોજ ર૯ મો માહ ર) જે શેહેનશાહી સને ૧૧૮૩ યઝદેજરદી તા૦ ૩ જી ડીસેમબર ૧૮૧૩ ઈસવીને દીને ૫૦ વરસની ઉમરે મરણ પામ્યા હતા.

## મુતવલી ચોથો.

શેઠ નવરોજીની પછી તેઓના વડા દીકરા શેઠ મેહેરવાનજી નવ-



મુનવરી પ મા.

માણેકજી મેરવાનજી શેઠ.

શેઠજી શેઠને મરહુમ માણેકજી શેઠના ધર્મખાતાંના ૪) થા મુતવલીપણાનો વહીવટ મલ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૧૪ માં એવણે પોતાના કેટલાક કુટુંબીઓની સાથે મલી હોરમજી ખુરશેદજીની કંપનીને નામે એક વીમાની કંપની ઉંઘાડી હતી. એવણને પોતાના ભાઈઓ સાથે મજકુર માણેકજી શેઠના મુતવલીપણા સંબંધી કેટલોએક વાંધો ઉઠયો હતો, પણ તે સમાધાન થાય તેટલામાં એવણનું મરણ રોજ ૭) મો માંહ્રા ૩) જે શેહેનશાહી સને ૧૧૮૮ યઝદજરદી, તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૧૮ ઇસવીને દીને ૪૩ વરસની ઉમરે નીપજ્યું હતું.

## મુતવલી ૫) મો.

શેઠ મેરવાનજીની પછી એવણના વડા દીકરા શેઠ માણેકજી મેરવાનજી શેઠને મરહુમ માણેકજી શેઠના ધર્મખાતાંના મુતવલીપણાનો વહીવટ મલ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૨૫ માં મુંબઈમાં પાણીની ટીપણી પડયાથી એવણે પોતાને હુસતકની મરહુમ માણેકજી શેઠની વાડીના કંપાઉન્ડમાં જરથોસ્તીઓના વપરાસને માટે એક મોટો કુવો બંધાવ્યો હતો. એ કુવાપર નીચે પ્રમાણે તખતી કોતરાવેલી છે—

"સંવત ૧૮૮૧ તથા સને ૧૮૨૫ ઈસવી તથા સને ૧૧૯૪ યઝદજરદીના સાલ મધે એ કુવો શેઠ આ૦ માણેકજી

નવરોજી બીન શેઠ રૂસતમજીના ધરમખાતાંના હસાબ મધેથી મુતવલી આ૦ માણેકજી શેઠ મેરવાનજીએ બંધાવ્યો છે."

એજ વાડીનો અસલ પુરાણો ઓટલો બીસમાર થવાથી તે એનણે ઉખેડાવી નાખી ઈ૦ સ૦ ૧૮૩૫ માં નવો બંધાવ્યો હતો. એ જુના ઓટલાપર નીચે પ્રમાણે તખ્તી મારેલી હતી—

"શેઠ આ૦ માણેકજી નવરોજીની એ વારી છે, તેથી સંવત ૧૮૯૧ તથા સને ૧૮૩૫ ઇસવી તથા સને ૧૨૦૫ યઝદજરદીના સાલ મધે એ ઓટલો શેઠ આ૦ માણેકજી નવરોજી બીન શેઠ રૂસતમજીના ધરમખાતાંના હસાબ મધેથી મુતવલી આ૦ માણેકજી શેઠ મેરવાનજી બીન શેઠ નવરોજીએ બનાવેલો છે સહી."

તથા બીજા બે ઓટલા પણ જુના થવાથી તે ૧૮૪૩ માં ઉખેડાવી નવેસરથી બંધાવ્યા હતા. આ બન્ને ઓટલા ઉપર નીચે મુજબ તખ્તીઓ મારેલી હજુર મોજુદ છે—

શ્રી દાદાર હોરમજદની મદદ છે

"આએ ઓટલો વરસ ૧૦૦) થી વધુ થઆનો બનાવેલો હતો શેઠ આ૦ માણેકજી નવરોજીએ, તે છેક જુનો થઈ ગયો હતો, તેથી ઉખેરીને નવેસરથી શેઠ આ૦ માણે-

કજી નવરોજીના ધરમખાતાંના હસાબ મધેથી મુતવલી. આ૦ માણેકજી શેઠ મેરવાનજીએ બનાવેઓ છે. શા૦ ૧૮૯૯ ના, સને ૧૮૪૩ ઇસવી, સને ૧૨૧૨ યઝદજરદી."

એમાના એક ઓટલાપર એજ વખતે માલ પણ બંધાવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૪૨ માં નવસારીની વડી દરેમેહેરને તાબેના બગરસાથના મોબેદોના ધર્મખાતાંનું ફંડ ઉભું કરવામાં એવણે મુખ્ય આગેવાની લીધી હતી, તથા તે ફંડના સેવટ સુધી એખલા ટ્રસ્ટી હતા. ઇ૦ સ૦ ૧૮૪૧ માં સુલેહના અમલદારોની બેન્ચે, દેશી સુલેહના અમલદારોના સામે થવા છતાં બજારોમાં બેસનારા દુકાનદારો પાસેથી છાપો લેવાનો ઠેડાવ કર્યો તેથી બધાં બજારોમાં બેસનારા દુકાનદારોએ દશ મહીના સુધી દુકાનો માંડી નહી, આથી કોટના રહેવાશીઓની વીપતી ટાલવાને માટે એવણે તે તરફના દુકાનદારોને પોતાને હસતકની ઉપલી વાડીના ઓટલાઓપર દુકાનો માંડી દશ મહીના સુધી બેસવા દીધા હતા. એજ મુજબ ઈ૦ સ૦ ૧૮૫૧ ના મુસલમાનોના હુલડ વખતે બીડીબજાર, કાંદાવાલો મોહોલો અને બાહારકોટના ઘણાક પારસીઓ પોતાના ઘેરબાર ખાલી કરી કોટ અને ચંદનવાડી તરફ સંભાલની જગામાં આવ્યા, તેઓમાના ગરીબોને એવણે ઉપલી વાડીમાં કેટલુક સુધી ઉતારો આપ્યો હતો. મરહુમ માણેકજી

શેઠના ધર્મખાતાંના મુતવલીપણાંનો વહીવટ એવણે ૫૧ વરસની લાંબી મુદ્દત સુધી ચલાવ્યો હતો. એવણ રોજ ૧૨ મો માહા ૯ મો શેહેનશાહી સને ૧૨૩૮ યઝદજરદી, તા૦ ૩૧ મી મે ૧૮૬૯ ઇસવીને દીને ૭૨ વરસની ઉમરે મરણ પામ્યા હતા. એવણના ઉઠમણામાં એવણના વડા બેટા તથા ગાદીવારસ શેઠ મેહેરવાનજી માણેકજી શેઠે નીચલો અનજુમન પત્ર રજુ કરી તે અતરેના ગુજરાતી વર્તમાનપત્રોમાં છપાવ્યો હતો—

"અનજુમનના સાહેબો—આપણા જરથોસ્તી ટોલાને માથે અગત્ય છે કે એક આપઅખત્યાર અને કાબેલ દસતુર હમેશાં જોઇએ. તે હું ઉમેદ રાખું છું કે સરવે અનજુમન કબુલ રાખશે, પણ એવું બનવા સારૂ જરૂર છે કે એવા દસતુરના દરજજા તથા કાબેલીઅત મુજબ તેને સારૂ કોઈ અનજુમન તરફથી મુકરર દરમાયાની ગોઠવણ થવી જોઈએ, અને તેને વાસતે એક ઘટતું હમેશગીનું ફંડ ઉભું થવું જોઈયે, જેની પેદાશ મધેથી દરમાયાની જોઈતી ગોઠવણ થઇ શકે. આએ નેક કામ પાર પડે તો આપણા મોબેદોના ટોલાનેજ નહી પણ સરવે જરથોસ્તી ટોલાને મોટું માન તથા ફાયદો થશે. મારા મુરબીજી હમેશાં મોબેદોના ટોલા વીશે પોતાથી બને તેવી સેવા કરતા આવ્યા છે, અને તે સબબથી



મુનશી ર ડ.

મેરવાનજી માણેકજી શેઠ.

આજ રોજે મારા ઉપર ફરજ આવી છે કે મારાથી બને તેમ મારા મુરબીજીની ઈઆદગારી સારૂ આએ નેક કામ કોઈ પ્રકારે અનજુમનની આગલ રજુ કરૂં. એ વીચારથી હું આપણી જરથોસ્તી અનજુમનના અકાબર સાહેબોને અરજ કરૂં છું કે તે મહેરબાન સાહેબો આગેવાની કરીને એક ઘટતું ફંડ ઉભું કરવાનુ કામ શરૂ કરે તો મારા મુરબીજીની ઈઆદગારીને સારૂ તે ફંડની અંદર હું રૂ૫૦૦૦) અંકે પાંચ હજાર આપવાને હાજર છેઉ. એ મારી અરજ ઉમેદ રાખું છું કે આપણા અકાબર સાહેબો તથા અનજુમન કબુલ રાખશે. રોજ ૧૪ મો માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૩૮ યઝદજરદી, તા૦ ૨ જી જુન ૧૮૬૯ ઈંગરેજી."

## મુતવલી ૬) ઠો.

શેઠ માણેકજીની પછી એવણના વડા દીકરા શેઠ મેહેરવાનજી માણેકજી શેઠ પોતાના વડીલ મરહુમ મોટા માણેકજી શેઠના ધર્મ-ખાતાંના ૬) ઠા મુતવલી થયા હતા. તેવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૪૫ થી અતરેની મીશરસ ઈવર્ટ લાથામની પેઢીમાં જોડાયલા હતા. ગણીતમાં વધારે ખબરદાર હોવાથી એવણે ઇ૦ સ૦ ૧૮૫૮ માં ઈંગ્રેજી બાશામાં વ્યાજ ગણવાના કોઠાઓનુ એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. ઈ૦ સ૦

૧૮૫૮ થી તે ૧૮૬૦ સુધી એવણ જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીની મજગામની નીશાળના આનરરી ઉપરી હતા. ૧૮૬૨ માં સુરત મધે ફુરસતમપરામાં વસનારા નવસારીની વડી દરેમહેરને તાબેના અગરસાથના મોબેદો તથા તેઓને લગતા બેહદીનોને લગતા રવાનોને અવલમંજલ પોહોંચાડવાનું ફંડ ઉભું થયું ત્યારથી તેના એક ટ્રસટી એવણ હતા. એજ સાલથી અતરેની એલેકઝાંડરા પ્રેસ કું૦ ના એવણ એક ડાઇરેકટર નેમાયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૩ માં શેઠ મનચેરજી કાવસજી લંગડાના અથવા મનસુખે પ્રગટ કરેલા ગંજનામાના પુસ્તકના છઠા ભાગમાં સફે ૭૮૯ થી તે ૮૬૬ સુધીમાં "પ્રીન્સ આલબર્ટ" ના મથાલાં હેઠલ આપેલી બીનાનો શુધ્ધ ઇંગ્રેજી સાદી એબારતથી કવીતાનીજ ધપમાં તરજુમો કરનારને રૂ૧૫૦૦) નું ઇનામ આપવાનું એવણે ૧૮૬૪ ના એપરેલ માસમાં છુપે નામે જાહેર કરવાથી તે તરજુમો મીઃ ડબલ્યુ. એચ. હેમીલટને કરી એ ઇનામ એવણ પાસેથી મેળવી તેનું પુસ્તક છપાવ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૬૯ માં પોતાના બાપના મરણથી મરહુમ માણેકજી નવરોજી શેઠના ધર્મખાતાંના મુતવલીપણાનો અખીતાર એવણને મલ્યો હતો, અને તેજ સાલથી એવણ નવસારીની વડી દરેમહેરને તાબેના અગરસાથના મોબેદોના મુંબઇના ધર્મખાતાંના ફંડના આપની જગોપર ટ્રસટી થયા હતા. એ પછી મુંબઇના શેહેનશાહી

પારસીઓમાં વડા દસતુર નેમવાની તથા મોબેદોના ભણતર સંબંધી વાંધાઓનો ફેસલો કરવાનું એવણે માથે લીધું હતું, તથા તે માટે કમીટી વીગેરે નેમી હતી, પણ કશું સેવટ આવ્યું નહી. મુંબઇ મધે ભીંડીબજારના રસતા ઉપર કાંદાવાળા મોહોલામાં પારસીઓની છોકરીઓને કેલવણી આપવા માટે એવણે તા૦ ૧ લી જુલાઈ ૧૮૭૧ થી પોતાને ખરચે એક નીશાળ સ્થાપી હતી, જે હજુર સુધી એમના નામથી એમના વારસ જાલભાઈ અરદેશર શેઠ ચલાવે છે. નવસારી મધે એવણે એક નસાખાનું બંધાવી તે તા૦ ૬ ઠી સપટેમબર ૧૮૭૨ ને દીને ત્યાંની અનજુમનને આપ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૭૧ માં ઈરાનમાં પડેલા દુકાલ વખતે ત્યાંથી અતરે આવના સેંકડો ગરીબ ઈરાની જરથોસતીઓને રાખવાને ચોપાટીની ધર્મશાળા બસ નહી પડવાથી એવણે કોટમાની પોતાને હસતકની મરહુમ માણેકજી શેઠની વાડીના ત્રણ એટલા પાંચ મહીના સુધી તેઓને રાખવા માટે મુફત આપ્યા હતા. પુનાના રહેવાશીઓના ગરીબ બાલકોને કેલવણી આપવા માટે એવણે પોતાની ડાપુરી ખાતેની મીલકતમાંથી એક એલાયદું મકાન ભેટ આપ્યું હતું. એવણ એક જુના "ફ્રીમેસન" હતા અને ૧૮૫૩ થી અતરેની "લાડજ રાઈઝીંગ સ્ટાર"માં જોડાયા હતા. મરહુમ માણેકજી શેઠના ધર્મખાતાંના મુતવલીપણાનો વહીવટ એવણે ફકત ૩૩ વરસ ચલાવ્યો હતો. એવણ

રોજ ૧૦ મે માહા ૬ ઠા શેહેનશાહી સને ૧૨૪૨ યઝદજરદી, તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૩ ઈસવીને દીને ૫૦ વરસની ઉમરે હક થયા હતા.

## મુતવલી ૬) મો.

શેઠ મેરવાનજીની પછી તેવણુના વડા દીકરા શેઠ અરદેશર મેરવાનજી શેઠ મરહુમ માણેકજી શેઠના ધર્મખાતાંના ૭) મા મુતવલી નેમાયા હતા, અને તે વહીવટ ફકત પાંચ વરસની ટુંક મુદતજ ભોગવી જવાન વયે ઘોડાપરથી પડી જવાથી મરણ પામ્યા હતા. પોતાના બાપની જગોએ મોબેદોને લગતાં બધાં ધર્મખાતાંઓના એવણ ટ્રસટી હતા, અને બાપે સ્થાપેલી કાંદાવાળા મોહોલાની પારસી છોડીઓની નીશાળ એવણે પોતાના મરણ સુધી પોતાને ખરચે ચલાવી હતી. મુંબઈમાં સ્થાપેલી પારસી બોરડીંગ સ્કુલને માટે એવણે ઇ૦ સ૦ ૧૮૭૭ માં પુણાની નજદીક ડાપુરીમાં આવેલા પોતાના બંગલા સસ્તે ભાડે કેટલુક સુધી આપ્યા હતા. મુંબઈની મ્યુનીસીપાલ કોરપોરેશનના એવણ ૧૮૭૫ થી એક મેમબર હતા. મરહુમ માણેકજી શેઠની ધર્મખાતાંની કોટની વાડીના જુના ઓટલા એવણે ઉખેડાવી નવેસરથી રોણકદાર રીતે બંધાવવા માંડયા હતા. જે એવણુના મરણ પછી થોડેક દીવસે તઈઆર



માણેકજી શેઠની કોઠની વાડી.



મુતવલ્લી ૭ મા.

અરદેશર મેરવાનજી શેઠ.



મુત્વલી ૮ મા.
જકભાઈ અરદેશર શેઠ.

થયા હતા. એ બન્ને ઓટલાઓ ઉપર જુની તખતીઓ કાયમ રાખી તેની હેઠલ નીચે મુજબ નવી તખતી મારી છે—

"આ ઓટલાની ઈમારત મરહુમ શેઠ આ૦ માણેકજી નવરોજીના ધરમખાતાંના મુતવલી અરદેશર મેરવાનજી શેઠે મજકુર ધરમખાતાંના હીસાબમાંથી નવેસરથી બંધાવી છે, સને ૧૨૪૭ યઝદજરદી, સવંત ૧૯૩૪ ના તથા સને ૧૮૭૮ ઈસવી."

એવણનું મરણ રોજ ૨૭ મો માહા ૧) લો શેહેનશાહી સને ૧૨૩૮ યઝદજરદી, તા૦ ૧૬ મી અકટોબર ૧૮૭૮ ઈસવીને દીને ૩૫ વરસની જવાન વયે નીપજ્યું હતું.

## મુતવલી ૮) મો.

શેઠ અરદેશર મેરવાનજી શેઠ પછી એવણના ભાઈ જાલભાઈ એવણના પાલક થયા અને હાલ મરહુમ માણેકજી નવરોજી શેઠના ધર્મખાતાંના આઠમા મુતવલી છે, તથા એવણને એવણના બાપદાદાની માફક ઘણાક બગરસાથ મોબેદોના ફંડના ટ્રસટી ઠેર૦યા છે. ઈ૦ સ૦ ૧૮૮૫ ના સાલમાં સરકારે એવણને "જસટીસ ઓફ ધી પીસ" નેમ્યા

૭. શેઠ માણેકજી શેઠની કોટની દરેમેહેર સને ૧૮૯૧ ઈસવીમાં બીસમાર હાલતમાં આવી ગયાથી, ધર્મખાતાંના ફંડમાંથી રૂ૮૦૦૦૦) એંશી હજાર ખરચી નવેસરથી "પરસીપોલીસ સ્ટાઈલમાં" એવણે બંધાવી છે અને નવા આદરાનવાળા ઓરડામાં એક રોણકદાર અને મોટું રૂપાનું પાતરૂં રૂ૬૦૦૦) છ હજારની કીમતનું મુકાવ્યું છે, અને એ દરેમેહેરમાં ચાર ભાશામાં નીચે પ્રમાણે તખતીઓ મારી છે—

"આ માણેકજી શેઠની દરેમેહેર આ૦ માણેકજી નવરોજી શેઠે શેહેનશાહી સને ૧૧૦૨ યઝદજરદી તથા ૧૭૩૩ ઈસવીના સાલમાં બાંધી હતી. એ દરેમેહેર નવે પાએથી જાલભાઈ અરદેશર શેઠ તે આ૦ માણેકજી નવરોજીના વકફખાતાંના આઠમા મુતવલીએ શેહેનશાહી સને ૧૨૬૧ યઝદજરદી, સવંત ૧૯૪૮ ના તથા ઈસવી સને ૧૮૯૧ ના સાલમાં પાછી બાંધી છે."

મજગામ તરફ આવેલા "નવરોજી હીલ"ની નીચેની અને ચીંચ બંદર રોડની પશ્ચીમ તરફની એમનીજ જગામાં વસતા મુસલમાન લાકડાંવાળાઓની દુકાનો જ્યારે ઈ૦ સ૦ ૧૮૯૪ માં આગમાં બલી ગઈ, ત્યારે એ ગરીબ મુસલમાન ભાડુતોને મદદ કરવા સારૂ એવણે



માણેકજી શેઠની કોટની દરેમેહેરના આદરીઆનમાં મુકેલું
ચાંદીનું પાતરૂં.

સઘળું ચહડેલું ભાડું માફ કરી, બીજા એક વરસ સુધી વગર ભાડે એ લાકડાંના વેપારીઓને જગા આપી હતી. એમ કીધાથી આસરે રૂ૩૦૦૦૦) ત્રીસ હજાર જેટલી આવક તે વરશે એમની ઓછી થઈ છે. સને ૧૮૯૬ ના સાલમાં જ્યારે મરકી ફાટી નીકલી અને મુંબઈમાં વસનારા લોકો નાહાસ ભાગમાં પડયા, અને વેપારને ઘણો ધોકો લાગ્યો ત્યારે એવણે પોતાના સઘલા હીંદુ તથા મુસલમાન ભાડુતોને ડોહોર મહીનાનું ભાડું માફ કરીઉં, અને તેથી હજારો રૂપીયાનો ઘટાડો એવણની આવકમાં તે વરશે થયો છે.

એ પ્રમાણે એવણ પોતાના ભાડુતોની સાથે ઘણી ઉદાર રીતે ચાલ્યાથી, અને પોતાના ભાડુતોને ઘટતી વખતે મદદ કર્યાથી એવણ ઘણાજ માનીતા જાગીરદાર થઈ પડયા છે, અને એ કારણસર એમના સઘલા ભાડુતોએ વગર માગવે અને ખુશીથી એવણને પોતાના "વોટ" આપી બે વાર મુંબઈની મ્યુનીસીપાલ કારપોરેશનના મેમબર દાખલ ચુટી કાહાડયા છે. શેઠ મેરવાનજી માણેકજી શેઠની કાંદાવાળા મોહોલાની જરથોસતી છોકરીઓની નીશાળ એવણ પોતાને ખરચે ચલાવે છે, અને પોતાની ચાર વારની યુરોપ તથા અમેરીકાની મુસાફરીઓથી સારો અનુભવ મેળવ્યો છે. એવણે મુંબઈના અનજુમનના આતશબેહેરામ

પરઠવામાં ઈ૦ સ૦ ૧૮૯૭ માં મોટો ભાગ લીધો હતો, અને એજ આનથુમેનેઆમની કમીટીના એવણ્ પ્રેસીડંટ (ચરનશીન) છે.

એવણનો જનમ રોજ ૨૦ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૨૮ યઝદેજરદી, તા૦ ૧૩ મી નવેમબર ૧૮૫૮ ઈસવી ને વાર સનેછને દીને થયો હતો.





"શેઠ લોજ"—નવરોજી હીલ.



"શેઠ મીનાર"—પેડર રોડ—ખંબાલા હીલ.

ઉપલા મરહુમ માણેકજી શેઠના ધર્મખાતાંના મુતવલીઓ શોવાય શેઠ ખાનદાનમાં નીચલા જાણીતા ગ્રહસ્થો થઈ ગયા છે.

રૂસતમ માણેકના વડા દીકરા ફરામજીએ ઈ૦ સ૦ ૧૭૨૩ માં સુરતથી મુંબઈ આવી રહેઠાણ કીધું હતું. અતરેના સરકારી અમલદારોમાં તેવણ મોટો વગ ધરાવતા હતા, તથા મુંબઈમાં પંચાયત સ્થાપવામાં તેવણની આગેવાની હતી.

ફરામજીના વડા દીકરા કાવસજી ફરામજી શેઠના તે પુનાવાલા ખાનબાહાદુર શેઠ અરદેશર ખરશેદજી મુનસફના બપાવા, પોરટુગીઝોની તરફથી પુના તથા વશાઈ ખાતે કોનસલનું કામ કરવાને જતા હતા. સુરતના ઈંગ્રેજી અમલદારોએ તેવણને કાંઈક નોકરીઓ બજાવ્યાના બદલામાં રાદેલ તરફ થોડીક જમીન ઈનામમાં આપી હતી.

ફરામજીના બીજા દીકરાઓ એદલજી, દાદાભાઈ, બરજોરજી તથા જમશેદજી ફરામજી શેઠના પણ અતરેના જાણીતા વેપારીઓ તથા પારસી પંચાયતના અકાબરો હતા.

દાદાભાઈ માણેકજી શેઠના તે મરહુમ માણેકજી નવરોજી શેઠના જમાઈ તથા પાલક અવલમાં ખરશેદજી બહમનજી શેઠના દીકરા હતા,

પણ સસરાએ કરી લીધાથી તેવણુંના નામથી ઓલખાતા હતા. ઈ૦ સ૦ ૧૭૫૯ થી તેવણે સુરત ખાતે રહી ત્યાંની મરહુમ માણેકજી શેઠની પેઢીનો વહીવટ પોતાના સાહાડુ શેઠ સોરાબજી માણેકજી સાથે ચલાવ્યો હતો અને ૧૭૮૫ માં તેમના સાથનો વહીવટ જુદો કરવાને મુંબઈ આવ્યા હતા જ્યાં એમનું મરણ તા૦ ૫ મી એપરેલ ૧૭૮૫ ને દીને ૪૭ વરસની ઉમરે નીપજ્યું હતું.

રૂસતમ માણેકના બીજા દીકરા બમનજી પોતાના બાપના હીસાબ તથા જગીર સંબંધી ઈંગ્રેજી કોઠીવાલાઓ સાથે પડેલા વાંધાને માટે ઈ૦ સ૦ ૧૭૨૩ માં મુંબઈ ખાતે ગવરનરની હજુરમાં ફરીયાદ કરવાને આવેલા હતા તે પછી અતરેજ રેહેઠાણ કીધું હતું. અતરેના સરકારી અમલદારોમાં તેવણ મોટો વગ ધરાવતા હતા, તથા પારસીની પંચાયત મુંબઈમાં સ્થાપવામાં તેવણની પોતાના ભાઈઓ સાથે મુખ્ય આગેવાની હતી.

એવણના વડા દીકરા નાનાભાઈ બહમનજી શેઠના પોતાના બાપની જગાએ અતરેની પારસી પંચાયતના અકાબર ઠર્યા હતા. તેવણ અતરેના એક મોટા જમીનદાર હતા. કોટમા નાનાભાઈ બમનજી સ્ટ્રીટને નામે જે મોહોલો ઓલખાય છે તે એવણના નામ ઉપરથી છે.

એવણુથી ઉતરતા ભાઈ ખરશેદજી બમનજી શેઠના તે મરહુમ માણેકજી શેઠના બીજા જમાઈ તથા પાલક શેઠ દાદાભાઈ માણેકજી શેઠના બાવા હતા. તેવણુ સુરતમાજ રહી મુંબઈ, ભરૂચ, ખંભાત વીગેરે દેશાવરે ખાતેનો મોટા વેપાર ચલાવતા હતા.

એવણુના ત્રીજા ભાઈ મનચેરજી બમનજી શેઠના તે મરહુમ માણેકજી શેઠના વડા જમાઈ તથા પાલક શેઠ સોરાબજી માણેકજી શેઠના બાવા હતા. તેવણુ ઈ૦ સ૦ ૧૭૪૧ માં સુરતથી અતરે આવ્યા હતા, અને પોતાના ભાઈઓ સાથે દેશાવરોનો વેપાર ચલાવતા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૭૪૮ માં પોતાના પીતરાઈ શેઠ માણેકજી નવરોજી શેઠના મરણ પછી તેમના ધર્મખાતાંનો વહીવટ ઈ૦ સ૦ ૧૭૮૫ લગન એવણે ચલાવ્યો હતો. અતરેની પારસી પંચાયતના એવણુ એક મુખ્ય અકાબર હતા તથા પોતે અનુભવી અને સર્વેથી જઈફ હોવાથી અતરેના "મેયર"ની કોરટમાં પારસીઓના રેવાજ વીગેરેને માટે નીકલતા સવાલો બાબે એવણુનું મત લીધામા આવતું હતું. એવણુના દીકરા સોરાબજી માણેકજીએ મુંબઈના બાહેરકોટ ખાતે પોતાના બાવા મનચેરજીને નામે એક દરેમેહેર બંધાવીને તા૦ ૨૪ મી નવેમબર ૧૭૮૯ ને દીને પરઠાવી હતી. એ દરેમેહેર પુરાણી થવાથી તથા પાયો બેસી જવાથી

સોરાબજીના વારસોએ તે ફરી નવેસરથી બંધાવી તા૦ ૧૯ મી નવેમબર ૧૮૨૨ ને દીને નવા આદરાન તખ્તનશીન કીધા હતા. એ ઇમારત પણ બીશમાર થવાથી એ દરેમેહેરના ફંડ મધેથી રૂ૩૦૦૦૦) ખરચી. તેના ટરસ્ટીઓએ નવેસરથી એ દરેમેહેર બંધાવી છે. તેમા જુના આદરાનને તા૦ ૩૧ મીં અકટોબર ૧૮૯૧ ને દીને તખ્તનશીન કીધા હતા, તથા આતશના કેબલાને માટે ફરામજી હોરમજી શેઠના તથા બચુબાઈ ડાસાભાઈ શેઠના તે હીરજીબાઈ હોરમજી શેઠની દીકરીએ રૂ૬૦૦૦) નું એક મોહું રૂપાનું અરદ્ગાનીયુ ભેટ આપ્યું હતું. મનચેરજી શેઠ તા૦ ૮ મી આગસ્ટ ૧૭૯૯ ને દીને ૮૮) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણના થોથા ભાઈ શાપુરજી બમનજી શેઠના પણ પોતાના ભાઇઓ સાથે દેશાવરો ખાતેના પરચુટણ વેપાર કરતા હતા. તેવાણ મુંબાઈની પારસી પંચાયતના એક અકાબર હતા. અતરેના કોટમાં "શાપુરજી શેઠના ચકલા"ને નામે જે મોહોલો ઓલખાય છે તે એવણના નામપરથી છે.

એવણના સહુથી નાહના ભાઈ બેરામજી બમનજી શેઠના પણ અતરેના એક જાણીતા રેહેવાસી તથા જમીનદાર હતા.

ફરામજી સોરાબજી શેઠના તે મરહુમ સોરાબજી માણેકજીના
નાથલા દીકરા અતરેના એક જાણીતા ગ્રહસ્થ હતા. તેઓએ શેઠ ખાન-
દાનના બીજા કુટુંબીઓ સાથે મલી હોરમજી ખુરશેદજીની કું૦ ને નામે
વીમાનો ધંધો ચલાવવાને એક પેહેડી કાહાડી હતી, અને તેમાં ભાગીઆ
હતા. તેવણ તા૦ ૪ થી આગસ્ટ ૧૮૨૦ ને દીને ૬૩) વરસની ઉમરે
મરણ પામ્યા હતા. એવણના દીકરાઓ હોરાબજી, ફરદુનજી, પાલણજી,
ધનજીભાઈ, અને મનચેરજી અતરે જાણીતા ગ્રહસ્થો હતા. ચોથા
ધનજીભાઈએ વાહાણોને બરના સામાન (શીપ ચેંડલર) ની એક મોટી
દુકાન કાહાડી હતી. તથા છેલ્લા મનચેરજી ૮૦) વરસની બુજરોગ
વયે તા૦ ૭ મી ફેબરવારી ૧૮૭૯ ને દીને મરણ પામ્યા હતા.

બમનજી સોરાબજી શેઠના તે મરહુમ સોરાબજી માણેકજી શેઠના
બીજા દીકરા અતરે એક જાણીતા ગ્રહસ્થ હતા. તેવણ પણ પોતાના
મજકુર ભાઈની સાથે "હોરમજી ખરશેદજીની કું૦" ના નામથી વીમાની
કંપનીમાં ભાગીઆ હતા, અને બંગાલ ખાતેનો અકીક, રેશમ વીગેરેનો
વેપાર કરતા હતા. તેવણ તા૦ ૨ જી અકટોબર ૧૮૧૯ ને દીને ૬૨)
વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણુના દીકરા હોરમજી બમનજી શેઠના અતરેના એક જાણીતા મહશેર તથા વેપારી હતા. ઇ૦ સ૦ ૧૮૨૬–૨૭ ની કમીશા વીરોની મોટી તકરારો વેલાએ ટંકેલી શેહેનશાહી કમીટીના એવણુ સેક્રેટરી હતા, તથા તે તકરારોમાં મોટો ભાગ લીધો હતો. ઇ૦ સ૦ ૧૮૩૫ માં પુના મધે દોખમું બંધાવાની એવણે આગેવાની લીધી હતી. એ દોખમું બંધાવવા માટે પુનાના કેટલાક જરથોસ્તીઓએ મુંબઇ મધે હોરમજી બમનજી શેઠના તથા માણેકજી મેરવાનજી શેઠનાને તા૦ ૧ લી તથા તા૦ ૭ મી જુલાઇ ૧૮૩૪ ને દીને પોતે લખી અરજ કીધી હતી. તે ઉપરથી એ શેઠાઓ એ કામ માટે શાપુરજી મનચેરજી ગોરવાલાને લખી ડુંગરનો કટકો ૧ સોરાબજી રતનજી પટેલવાલા દોખમાની સામે પોતાના મરહુમ વડવા શેઠ માણેકજી નવરોજી શેઠનાને નામે ખરીદાવ્યો હતો. અને તે ઉપર નવું દોખમું બાંધવાનું શરૂ કીધું હતું. એ દોખમું તઇઆર થવાથી તા૦ ૨૮ મી એપરેલ ૧૮૩૫ ને દીને પરઠવામાં આવ્યું હતું, તથા તેપર રૂ૫૦૧૯) નો ખરચ થયો હતો. તેમા રૂ૮૭૪) પુણાના જરથોસ્તીઓએ ઉઘરાણું કરી ભર્યા હતા, તથા બાકીની રકમ અતરેથી શેઠો હોરમજી બમનજી શેઠના, માણેકજી મેરવાનજી શેઠના, સોરાબજી શાપુરજી શેઠના, તથા ધાનભાઈ નશરવાનજી શેઠનાએ ભરી હતી. એ દોખમું પરઠવાની આગમજ તા૦ ૮ મી ફેબરવારી ૧૮૩૫

ને દીને પુણાના ધણાક જરથોસ્તી ગ્રહસ્થોએ ૭૭ રૂપીઆના સરકારી પ્રોમીના કાગળ ઉપર હોરમજી બમનજી શેઠના તથા માણેકજી પેસ્તનજી શેઠનાને નામનો એક સેલ્ફ કરી મુંબઈ મોકલ્યો હતો, અને તેમા એ ડોખમાની તથા પુણાની નવી દરેમેહરપરના સઘળા મુતવલીપણાનો હક એઓ બન્ને સાહેબોને આપ્યો હતો, (પારસી પરકાશ સફે ૨૮૧), તથા તેના ખરચનો કેટલોક ભાગ આપ્યો હતો. મુંબઈની પારસી પંચાયતના એવણ એક અકાબર તથા સર જમશેદજી જીજીભાઈ પારસી બેનેવોલંટ ઇન્સટીટયુશનના એક અધીકારી હતા. એવણ તા૦ ૨૯ મી નવેમબર ૧૮૫૩ ને દીને ૭૧) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણના વડા દીકરા હીરજીભાઈ હોરમજી શેઠના મુંબઈની પારસી પંચાયતના ફંડના ઈ૦ સ૦ ૧૮૫૫ થી એક ટરસ્ટી હતા, અને પંચાયતના કામ ઉપર ઘણું ધ્યાન આપતા હતા. સર જમશેદજી જીજીભાઈ પારસી બેનેવોલંટ ઇન્સટીટયુશનના પણ એવણ ૧૮૫૬ થી અધીકારી હતા. પારસીઓને માટે ધારા બંધાવી મંગાવવા સારૂ મુકરર થયલી કારોબાર મંડળીના એવણ સરૂઆતથી એક અધીકારી તથા ૧૮૫૯ થી નાયબે સરનશીન, તેમજ જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીના ૧૮૫૮ માં તેની સ્થાપનાથીજ નાયબે સરનશીન હતા. મરહુમ

હોરમજી બમનજી વાડીઆના આતશબેહેરામના ૧૮૩૪ થી ૧૮૪૯ સુધીના બોયના વારાના રૂ૭૦૦૦) જે એમના બાવા તથા તે પછી એમને અને એમના ભાઇ શેઠ ફરામજીને હસતક લાંબી મુદત સુધી બાંધામાં હતા, તે એવણે સાચવીને રૂ૪૨૦૦૦) સુધી વ્યાજે વધારી ૧૮૮૫ માં હાઈ કોરટે ઠેહેરવેલા ટરસટીઓને સ્વાધીન કીધા હતા. એવણનું મરણ તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૮૮ ને દીને ૮૪) વરસની બુજરોગ વએ નીપજ્યું હતું.

દાદાભાઈ નશરવાનજી શેઠના તે મરહુમ નશરવાનજી એદલજી ફરામજી શેઠનાના વડા દીકરા તાજીઅરીવાલા મુસા માપલાના મુંબઈ ખાતેના આડતીઆ હોવાથી "દાદાભાઈ માપલા"ના નામથી ઓલખાતા હતા. મુસા માપલાવાલાઓની આડત ઉપરાંત એઓ મલબાર કોસ્ટા બાજુનો પરચુરણ વેપાર ચલાવતા હતા. એવણ તા૦ ૭ મી આગસ્ટ ૧૮૯૦ ને દીને ૮૬) વરસની બુજરોગ વએ મરણ પામ્યા હતા.

નસરવાનજી નવરોજી શેઠના તે મરહુમ શેઠ નવરોજી સોરાબજી શેઠનાના બીજા દીકરા પણ અતરેના એક જાણીતા ગ્રહસ્થ હતા. તેવણ શેઠ ખાનદાનના કુટુંબીઓએ સ્થાપેલી "હોરમજી ખરશેદજીની કુ૦"ની

વીમાની પેહેડીના એક ભાગીઆ હતા, અને તા૦ ૧૪ મી જુન ૧૮૩૩ ને દીને ૪૫) વરસની વયે મરણ પામ્યા હતા.

એવણના નાહના ભાઇ નાનાભાઈ નવરોજી શેઠના પણ અતરેના જાણીતા ગ્રહસ્થ હતા. તેવણ પ્રથમમાં ચીનનો વેપાર ચલાવતા હતા, અને "રાયલ મારલેટ" નામનું એક વાહાણ પણ બે ભાગીઆઓ સાથે ખરીદીયું હતું. તેવણ તા૦ ૫ મી મારચ ૧૮૬૯ ને દીને ૭૫) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

બમનજી નવરોજી શેઠના તે મરહુમ નવરોજી નશરવાનજી શેઠનાના દીકરા પ્રથમમાં પોતાના ભાઇઓ ખરશેદજી તથા પેસતનજી નવરોજી અને ધનજીભાઈ તથા હોરાબજી ફરામજી શેઠનાની સાથે ભાગમાં ખરશેદજી પેસતનજીની કુા૦ ને નામે વાહાણોના ખરચો સામાન, રંગ, તેલ, વીગેરે શીપ ચાંડલરનો વેપાર કરતા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૪૨ થી શેઠ જમશેદજી ધનજીભાઈ શેઠનાની સાથે "જમશેદજી બમનજીની કુા૦" ને નામે એજ ધંધો ચાલુ રાખ્યો હતો. એવણ તા૦ ૨૦ મી જુન ૧૮૬૫ ને દીને ૭૨) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણુના દીકરા ફ્રામજી જમનજી શેઠના પ્રથમમાં શીપ ચાંડલર અને તે પછી કુપાસનું કામ મોટા પાયા ઉપર કરતા હતા. એવણનું જીવન અસાધારણ રીતે કસાવર હતું. એવણુ તા૦ ૨૩) મી ફેબરવારી ૧૮૮૩ ને દીને ૬૨) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

મેહેરવાનજી ખુરશેદજી શેઠના, તે ખરશેદજી જમનજી શેઠનાના બીજા દીકરા પોતાના વડા ભાઈ દાદાભાઈ માણેકજી શેઠના, કે જેવણુ મરહુમ શેઠ માણેકજી નવરોજી શેઠના એક જમાઈ તથા પાલક થતા હતા, તેમના ઇ૦ સ૦ ૧૭૮૫ માં મરણ બાદ તેમના કુવેને માટે શેઠ સોરાબજી માણેકજી શેઠના સાથે અદરેના "મેયર" તથા તે પછી "રીકારડર"ની કોરટમાં કજીઓ લડતા હતા, કે જે કજીઓ ૩૦) વરસે પુરો થયો હતો. એવણુ તા૦ ૧૫ મી એપરેલ ૧૮૨૯ ને દીને ૮૧) વરસની પુખ્તરોગ ઉમરે મરણ પામ્યા હતા.

એવણુના દીકરા રૂસતમજી દાદાભાઈ શેઠના મરહુમ દાદાભાઈ માણેકજી શેઠનાના પાલક થયાથી તેવણુના નામ સાથ ઓળખાતા હતા. તેવણુને પોતાના સસરાની સઘળી દોલત તથા મીલકત મળ્યાથી એક મોટી પુંજી ધરાવતા હતા. તેવણુ તા૦ ૨૫ મી મે ૧૮૩૦ ને દીને ૪૯) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

ખરશેદજી કાવસજી શેઠ, તે મરહુમ કાવસજી રૂસ્તમજી શેઠના નાના દીકરા પ્રથમમાં પુણા મધે મોદી ખુરશેદજી જમશેદજીના હાથ હેઠલ થોડીક મુદત સુધી હતા, તે પછી ઇ૦ સ૦ ૧૮૧૫ માં મોદીજીના ગુજરવા બાદ પુણા, અહમદનગર, વીગેરે દખણના ગામો ખાતેનો વેપાર કરવા માંડયો હતો. એવણ અહમદનગરમાં તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૨૮ ને દીને ૭૫) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણના વડા દીકરા નશરવાનજી ખરશેદજી શેઠના ઇ૦ સ૦ ૧૮૧૪ થી "પુણા હાર્સ"ના રેસાલામાં બખશીના હોદ્દા ઉપર રેહેલા હતા. ત્યારથી તે ઇ૦ સ૦ ૧૮૨૬ સુધીના બાર વરસના અરસામાં "કવારટર માસ્ટર" "એડજ્યુટંટ" તથા "પે માસ્ટર"ના ઓધ્ધાઓ પણ ચલાવ્યા હતા. તે પછી ૧૮૨૬ ના આગસ્ટ માસથી સરકારે રેસાલાનો ખરચ ઘટાડયો તેને લીધે એવણની નોકરી જવાથી પ્રથમ અહમદનગર, ને તે બાદ ૧૮૩૦ થી પુણે આવી વકીલનું કામ કરતા હતા, અને પુણા મધેજ તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૪૪ ને દીને ૫૮) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણના નાના ભાઇ ખાનબહાદુર અરદેશર ખરશેદજી શેઠના મુનશફ પણ પેહેલ વેહેલા ઇ૦ સ૦ ૧૮૧૭ માં "પુણા હાર્સ"માં એક

રીસાલદાર તરીકે રેહેયા હતા. ૧૮૧૮ માં પુણાની પાસે કોરેગામ આગલ લડાઇ થઈ તે વેલાએ બાહાદુરી બતાવવા માટે એવણને એક રૂપાંનો ચાંદ ભેટ મલ્યો હતો. ૧૮૨૭ માં એવણે વકીલની પરીક્ષા આપી પુણાની મુનસફ કોરટમાં વકીલાતનું કામ ચલાવા માડ્યું હતું. ૧૮૪૫ માં એવણને થડગામ, તે બાદ જુનેર, અને તે પછી પુણાના મુનસફ નેમ્યા હતા. ૧૮૬૭ માં એવણે જઇફીને લીધે પેનશન લીધું, તે વેલાએ તા૦ ૧૩ મી ડીસેમબરે પુણાના સઘલા લોકોની એક જાહેર સભા મેળવી દખણના સરદારોના એજંટ મી૦ એફ. લાયોડે એવણને એક માનપત્ર તથા શયાલ અને હીરાની વીંટી ભેટ આપી. ૧૮૭૩ માં સરકારે એવણને પુણાના આનરરી મેજીસ્ટ્રેટનો હોદ્દો તથા ઈ૦ સ૦ ૧૮૭૭ માં ખાનબાહાદુરનો ખેતાબ આપ્યો હતો. એવણ તા૦ ૧૨ મી ડીસેમબર ૧૮૮૨ ને દીને ૮૨) વરસની જઇફ વયે પુણા મધે મરણ પામ્યા હતા.

એવણના વડા દીકરા ખાનબાહાદુર ફરામજી નશરવાનજી શેઠના પોતાના કાકા નશરવાનજી ખરશેદજી શેઠનાના પાલક થવાથી તેમના નામ સાથે ઓલખાતા હતા. તેવણ પ્રથમમાં અહમદનગર અને તે પછી પુણાના ફોજદાર નેમાયા હતા. ૧૮૫૭ માં બલવા વખતે એવણે પુણા

મપ્રે સરકારની ઘણીક જીલ્લે સેટાસટની નીમકહલાલીભરી નોકરીઓ બજાવી, તે માટે નામદાર સરકારે તા૦ ૧૩ મી મે ૧૮૫૮ ને દીને એવણને ખાનસાહેબનો ખેતાબ, તથા "જેકબ રાઈફલ"ની એક બંદુક ભેટ આપી હતી. ઈ૦ સ૦ ૧૮૬૦ ના મે માસમાં એવણને સુરતના હજુર ડેપ્યુટી કલેક્ટર અને માજીસ્ટ્રેટ નેમ્યા હતા, અને તે પછી એજ ઓધ્ધા ઉપર એવણની પુણા, ખેડા, પંચમાહાલ, અહમદનગર અને નાસક ખાતે અવારનવાર બદલી થઈ હતી. છેલ્લા ૧૮૭૯ માં ધોંડ અને અહમદનગર વચે લુટારાઓએ સરકારી મેલ લુટયો, તે વેલાએ એવણ પણ મેલના તાંગામા બેઠેલા હોવાથી, એવણને પાડી નાખી પુસકલ માર માર્યો હતો, જેથી શરીરને ઘણી ઈજા થઈ હતી, અને તેની નાતવાનીને લીધે તા૦ ૧ લી જાનેવારી ૧૮૮૦ ને દીનથી પેનશન લઇ ઓદ્ધો છોડીઓ હતો. જે પછી નામદાર સરકારે એવણને ખાનબાહાદુરનો ખેતાબ તથા દખ્ખણના પેહલા વરગના સરદારનું માન આપ્યું હતું. એવણ તા૦ ૭ મી નવેમબર ૧૮૮૨ ને દીને ૬૨) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણના બીજા ભાઈ બેહેરામજી અરદેશર શેઠના ૧૮૫૭ માં બીરાર પ્રાંતના એલીચપોરના ફોજદાર, તથા તે પછી જલગામ, બાલાપોર

અને આકોલાના તેહેસીલદાર નેમાયા હતા, અને છેલ્લી જગેપર તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૬૯ ને દીને ૪૫) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

એવણના નાના ભાઈ ધનજીભાઈ કાવસજી શેઠના પોતાના મામા કાવસજી નશરવાનજી મેહેરાબાદના પાલક થયલા હોવાથી તેમના નામ સાથ ઓલખાતા હતા. પોતાની નાહની વયથી એઓ સરકારી નોકરીમાં રહેયા હતા, અને ઇ૦ સ૦ ૧૮૫૬ થી અહમદનગર જીલ્લા, પારોડા તથા યવલા તાલુકાઓના ફોજદાર હતા. એ દરમ્યાન તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૮ ને દીને મુંડવાર તાલુકામાં ભીલ લોકોના હુલડ વખતે ભર ગોલીઓના મારામાંથી હીમત કરીને એક યુરોપીયન અમલદારનો જીવ બચાવ્યો હતો. તે બાદ એઓ થોડીક મુદત સુધી સુરતના ફોજદાર તથા નાસકના પહેલા વરગના મામલતદાર નેમાયા હતા. ૧૮૬૫ માં એઓને સતારાના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટર અને માજીસ્ટ્રેટનો ઓહદો મલ્યો હતો, જે સાત વરસ સુધી ચલાવી તા૦ ૩૧ મી મે ૧૮૭૨ ને દીને સતારામાજ ૩૭) વરસની જવાન વએ મરણ પામ્યા હતા.

હોરમજી પેસતનજી શેઠના, તે પેસતનજી ડોસાભાઈ શેઠનાના નાના દીકરા પ્રથમમાં અતરે કુળાસનું કામ કરતા હતા. તે પછી

ઈસવી સન ૧૮૫૨ માં અતરેથી કરાંચી જઇ ત્યાં મેથર્સ નીકલની કુ૦ તથા ફીનલે ક્લાર્કની કુ૦ હુસતકના વાહાણો તથા ઇસ્ટીમરોના ડુબાસનું કામ કરતા હુતા. ઇ૦ સ૦ ૧૮૬૬ માં કરાંચીની કાંપમાં એવણે શેઠ શાપુરજી હોરમજી સોપારીવાલા સાથે મલી એક નશાખાનું બંધાવ્યું હતું. એવણનું મરણ કરાંચી મધેજ તા૦ ૨૨ મી જુલાઈ ૧૮૭૨ ને દીને ૪૮) વરસની ઉમરે નીપજયું હતું.

શેઠ ખરશેદજી માણેકજી શેઠ, મુંબઈના પારસીઓમાં જાણીતા ગ્રહસ્થ હતા. તેવણ મરહુમ માણેકજી મેહેરવાનજી શેઠના બીજા દીકરા હતા, અને નવસારીની વડી દરેમેહેરને તાબેના ભગરસાથના મોબેદોના ધર્મખાતાંના તથા સુરતના રૂસતમપરાના ભગરસાથ મોબેદો તથા તેને લગતા બેહેદીનોને અવલમંજલ પોહોંચાડવાના ફંડના સેવટ સુધી ટ્રસ્ટી હતા. જરથોસ્તી છોકરીઓની નીશાલ મંડળી, મુલાં ફીરોઝ મદ્રેસા, વીગેરે પારસીઓને લગતાં કેટલાંક ધર્મખાતાંના એવણ ખજાનચી, ટ્રસ્ટી, વીગેરે હતા. ભગરસાથના મોબેદોને એવણે કેટલીક વેલાએ ઘણી મદદ કીધી હતી. એવણ રોજ ૨૬ મો માહા ૫ મો શેહેનશાહી સને ૧૨૫૯ યઝદજરદી, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૯૦ ને દીને ૬૫) વરસની ઉમરે મરણ પામ્યા હતા.

આકબા મુગલથી જલભાઈ અરદેશર શેઠે એક દબદબા ભરેલો સીંહ ડુંગર ઉપર ઉભેલો ચીતારીને તથા તેની હેઠે Hoc Majorum opus કરી લખીને પોતાનો "ફેમીલી ક્રેસ્ટ" ધારણ કર્યો છે. એ લેટીન બોલોનો મીનીંગ "આ માહારા બાપદાદાનું કાર્ય છે, (This is the work of my forefathers)" કરી થાય છે. આ ક્રેસ્ટમાં ચીતારેલો ડુંગર નવરોજી હીલ સુચવે છે, અને તેથી એનો મીનીંગ એમ છે કે, જેમ સીંહ પોતાના બાદશાહી (Majestic) દેખાવ સાથે બીજા જાનવરોમાં ઉંચી પદવી ટકવી રાખે છે, તેમ શેઠ માણેકજી નવરોજી શેઠે સ્થાપેલા વકફના વારસો એ ડુંગર (નવરોજી હીલ) ઉપર નજદીક પોણા બે સદી થયા મુકામ કરી ઠામ કરી પોતાની અસીલ તાખમ તથા પદવી ટકવી રાખી છે.





## શેઠ માણેકજી નવરોજી શેઠે ઇ૦ સ૦ ૧૭૪૮ ના સાલમાં કરેલું વકફનામું તથા વશીયતનામું નીચે જણાવેલી મતલબનું છે.

આદ શ્રી મુંબઈ મધે સંવત ૧૮૦૪ ના વરખે ચૈતર વદ ૨) વાર સોમે રોજ ૨૭) માહા ૬), તા૦ ૪ એપરેલ સને ૧૭૪૮ અંગરેજીને દને જોગ લખતન અંધ્યારૂ માણેકજી ગુા૦ શેઠ નવરોજી રૂસતમજી. જત અમોએ અમારા ખાથામાલમાંથી પોતાની તનદરૂસ્તી તથા કમાલ અકલ તથા હાથપગે તથા આંખે સરવે સલામતી તથા પોતાની રાજી રકબંદ સાથે એ વકફનામું કરૂં છે. ને તમામ કમાલ વાડી ૩) ત્રણના ઝાડ નાલીઅરી વીગેરે જે ઝાડો વાડીમાં હોએ તથા વાડીમાં ઘેર હોએ તે સાથે વકફ કરી છે, પોતાની ખુશીએ તે વાડીઓની વીગત :—

૧. વાડી ૧ બોઢણા વાડી પાલવા ઉપર છે તે મધે નાલીઅરીના ઝાડ છે, તથા સોપારીના ઝાડ વીગેરે જે ઝાડ છે, તથા કુવો ૧) બાંધેલો છે, રહેંટ ૪) ચારનો પથરે બાંધેલો છે, તથા ઘર બાંધેલું છે, તે સરવે અમારા બાપ શેઠ નવરોજી રૂસતમજીએ વેચાતું લીધું છે, શણવી બાબુ ત્રંબક શરાફ પાસેથી રૂપીઆ ૯૫૦)

અંકે નવસો પચાસ વાસતે તેનું ખત અસલ છે, તે કોરટમાં રજીસટર છે. તા૦ ૧૫ મી જુન સને ૧૭૩૦ અંગરેજીએ; તે ઉપર કમાથ કરી બીજા ઝાડ નાલીઅરી વીગેરે વાવીઆં તે વાડી અમને અમારા બાપ શેઠ નવરોજી રૂસતમજીની પાંતીની છે.

૧. વાડી ૧ ઘરવાડી જાહાં અમે રહીએ (ચ) તે ઘરવાડી અમારા ઘર પછવાડે વાડી છે. તે જણ ૩) ત્રણ પાસેથી વેચાતી લીધી છે. તેમાં નાલીએરનાં ઝાડ છે, તથા બીજાં ઝાડ છે, તા૦ શાપરૂં (=છાપરૂં) ૧) નાતને જમવાનું છે તથા વખાર ૨) બે ઘાસ ભરવાની છે, તથા શાપરૂં ૧) તેમાં વાડવેલ રહેછે. તે ઘર તથા છાપરૂં ૧) હમણાં નવું બાંધેલું છે મરધાને વાસતે તેની વીગતઃ—

૧. વાડી ૧) એક સોની શીપત તાનકોજી તથા સોની માધવજી તાનકોજીની વેચાની લીધી છે. રૂપીઆ ૧૩૮૦) અંકે તેરસો હેંસી માટે તારીખ ૨૯ મી જાનેવારી સને ૧૭૩૧, તેનું ખત અશલ છે રજીશતર.

૧. વાડીનો કટકો ૧) મા(હા)ડ ૨૪) ચોવીશનો એને લગતો હતો તે મોદી જીજીભાઈ જમશેદજી પાસેથી વેચાતો લીધો

રૂ૨૪૦) બસેં ચાલીસ વાસતે તે તા૦ ૧ ઠી એપરેલ સને ૧૭૩૨, તેનું ખત અસલ છે રજીશતર.

૧. વાડીનો કટકો ૧) માડ ૧૪) ચઉદનો સરકારનો એ વાડીને લગતો હતો. તે સરકાર કુંપનીમાંથી વેચાતો લીધો રૂ૭૦) સીતેર વાસતે, તા૦ ૨૦ જાનેવારી સને ૧૭૩૨–૩૩ હસતે જનદરાલ રાબટ કોએન પાસેથી,

એની વીગતે વેચાતી જણ ૩) ત્રણ પાસેથી લેઇને. એના ખત અસલ છે, તે કોરટમાં રજીસ્ટર છે. તે એ વાડી એક સલંગ આખી અમારી કરી છે, હવે એમાં કોઇનો માડ એક નથી. એ વાડીમાં કુવો ૧) એક બાંધેલો છે. એ વાડી રહેંટ ૨) ની, એમાં ઝાડ નાલીએરી વીગેરે જે ઝાડ હોય તે સઘલાં અમને અમારા બાપથી પોંતી છે.

૧. વાડી ૧) શુરવડી મોદી જીજીભાઈ જમશેદજીની તે અમો (એ) વેચાતી લીધી છે. મોદી હીરજીભાઈ જીજીભાઈ તથા મોદી બોગાભાઈ તથા મોદી માણેકજી જીજીભાઈ જુમલે જણ ત્રણ પાસેથી વેચાતી લીધી છે. અમો (એ) પોતે રૂ૨૫૦૧) અંકે પચીસસો એક તેનાનું ખત ૧) ત્રણ ભાઇના નામ સાથે લખાવી લીધું

છે, તે રજીશતર કોરતમાં કરાવુ છે. તે મધે નાળીએરીના ઝાડ તથા આંબાના ઝાડ વીગેરે જે ઝાડ હોય તે સરવે, તથા કુવા ૨) છે. ને એ વાડી ત્રણ રેહેંટની છે તે સઘલી વકફ કીધી છે.

એની વીગતે વાડી ૩) ત્રણ અમે વકફ કીધી છે, એટલે ધરમનાં કામને આપી છે. તેનું કારણ એ જે વાડી ૩) અમારી મીલકત હતી તે આજ દીન સુધી અમારા કબજામાં હતી. તે સરવે હદ, બોંય, તથા ઝાડ અમારા બાપે તથા અમોએ વેચાતા લીધા છે. એ વાડીઓ અમારી છે, ને સરકારનું દસતુર પેસ છે. વાડી પ્રમાણે ને બોંય પ્રમાણે પેસ સરકારનું વરસો વરસ આપીએ છે. તે આપીને બાકી પેદાસ ખરચમાં આવે, તથા વાડીના કામનો સામાન તથા બલદ. તથા રેહેંટ સાથે જે હોય થોડો અથવા ઘણો તે સરવે સાથે વકફ કીધી છે. તે સહી શે (=છે). તેની હકીકત એ જે હવે એ વાડી અમોથી અથવા અમારા વારસો કોઇથી વેચાએ નહીં, અથવા બકસાએ નહીં, તથા ગીરવી મુકાએ નહીં, તથા કોઇ વારસ એ વાડીનો થાએ નહીં, તથા માલ ખાવંદ થાએ નહીં. હરએક સબબથી એનો વારસ ખોદાએ. એ (=આ) દુનઆ (=દુનીઆ) ફના મુકામ થાએ તાંહાં સુધી એ વાડીનો કોઇ મુખ્તેઅર થાએ નહીં. સરવેનો વારસ ખોદાએ છે, ને એ વકફની સરત મેં કીધી છે જે જાહાં લગી અમો પોતે હયાતશુ (=હૈયાત રહીશુ) તાંહાં લગી તો હુ

એનો મુતવલી શું (=છું) ઈસતકમાલ સાથે જે જાણું તે કરૂં. ને એ વાડીઓની ઉપજના પૈસા જેને જાણું તેને આપું કે નહીં આપું. જે ઠેકાણે મારૂં દલ (=દીલ) થાએ તાંહાં આપું. ને ખરચને વધારૂં અથવા ઘટાડું ને કોઇને કાંઈ બકશીશ કરૂં કે નહીં કરૂં તે મારો અખતીઆર છે. એ રીતે મીશલત અમે અમારી કરી છે. એ બાબત કોઈનું બોલવું અમારી ઉપર પોંહોંચે નહીં.

બીજી હકીકત એ જે મારો વાંકો (=મરણ) થયા પછે અમારા બેટાની ઓલાદ હોએ અથવા શો (=છો) કરાના શોકરા હોએ તથા તેના છોકરાની ઓલાદ હોએ, તે પેડી દર પેડી જાહાં લગી અમારી નશલ હોએ તેમા જે કોઇ વડો હોએ તે એ વકફનો મુતવલી થાએ. કદાચં શોકરાની ઓલાદ નહીં હોએ તો શોકરીની ઓલાદ હોય, તથા શોકરીની છોકરીની ઓલાદ હોએ, અથવા છોકરીની શોકરી તેની શોકરીની ઓલાદ હોએ તેમાં જે વડો ને સમજુ હોએ તે મુતવલી થાએ, જે વેલા ફરમાએશ પઢવાની વખત અમારા વારસનું નામ લેએ.

એ વાડી ૩) ની પેદાશ રૂપીયા ૬૦૦) અંકે (રૂપીયા) છશોં છે તેમાંથી બાદ રૂ૨૫૦) અંકે અડીસેં વાડીઓનો ખરચ, ને બાકી રૂપીયા ૩૫૦) અંકે ત્રણુસે પચાસ નીચે મુજબ ખરચ કરે. ને જે કોઈ

મુતવલી હોએ તેના હકના અવેજમાં તેને અમે અમારો ડુંગર ૧) સરતવીજરેલ નામે છે, મજગામની વાટે, તે ડુંગર આપો અમે વકફ કરો છ. ડુંગર ઉપર ઘર છે, તથા નાલીએરના ઝાડ છે, તથા તાડના ઝાડ છે, તથા આંબાના ઝાડ વીગેરે જે ઝાડ હોએ તે સરવે સાથે વકફ કરો છે. તેની પેદાશ તે મુતવલી ખાએ, તેમાંથી ચાકર ૧) વાડીઓ ઉપર તથા ડુંગર ઉપર નીગેબાનીને કાજે વરસ દહાડે રૂ૫૦) પચાસનો રાખે. બાકી જે ડુંગર ઉપર ખરચ કરતાં ને મારા ડુંગરને તાબે રાખતાં જે ખરચ બેશે તે ખરચે. ને તે (મ) કરતાં જે પેદાશ વધે તે મુતવલી ખાએ. ને ફરજંદવાડી ૩) ત્રણ તથા ડુંગર ૧) એક સરવે તાબું રાખે, ને એ વાડી ૩) ની પેદાશ રૂપીયા ૩૫૦) ખરચ બાદ કરતાં નકી રહે તે ખરચ કરે. અમારા લખા પરમાણે. તેની વીગત એમાં લખી છે તે પરમાણે સરવે ખરચ કરે, ને એ ડુંગર સરતવીજરેલ પણ કોઈથી વેચાએ નહીં, ને કોઇથી અકશાએ નહીં, ને કોઇ ધણી થાએ નહીં.

૩૬) અમે અગીઆરી બાંધી છે, તેમાં તેલ દીવાને માસ ૧) મણ ૧) એક તોલ મુંબઈનું તેના રૂ૩૬).

૩૫) અમારી અગીઆરી છે તેમાં આદરીઆન છે, તેને કાજે કાઠી તથા સુખડ મલી રૂ૩૫). કાઠી રૂ૨૫) ની તથા સુખડ રૂ૧૦) નુ.

૬૦) અમારી અગીઆરી છે તેમાં આદરીઆન છે, તાંહાં મેજ, તથા આફ્રરગાન કરે. હંમેશાં અમારી નઇ(અ)તે રોજ ચાલુ કરે. તે પરમાણે એક (માસના) રૂપીયા ૫) પાંચ એટલે વરશ ૧) ના રૂ ૬૦) સાઠ.

૭૦) નોસારીમાં નીરંગદીન બીજે વરસે થાય શે (=છે), તે નીરંગદીન હંમેશાં અમારી નઈઅતે કરે. ને જે વરસે નીરં-ગદીન નહીં થાએ તે વરસે અમારી નઈઅતે હેરબુદ કરે. એ રીતે વરસ દહાડે રૂ૭૦) ખરચે.

૮૧) બાજ અમારી તે માણેકજી ગુ૦ શેઠ નવરોજીની નાઈઅતે કરે. વરસ દહાડે એક દહાડો આવે તે વારે, વનદીદાદ, ઈજશની તથા મેજ તથા આફ્રરગાન વીગેરે કરે. રૂ૮૧) અંકે રૂ૦ એકાંસી ખરચે.

૩૬) અરદીબેશત અમશાસપંદના હમકારા સાથે ૬૨ મહીને ચાર દહાડા કરે. તે ઉપર માસ ૧) રૂ૩) ત્રણ ખરચે એટલે વરસ ૧) ના રૂ૩૬) અંકે છત્રીસ ખરચે.

૨૫) વાડી ધરવાડીમાં નાત જમવાનાં છાપરાં છે, તથા અગીઆરીનાં છાપરાં છે, તેની ચલાઈ તથા મરમત (=મરામત) વીગેરે કરવી તેના રૂ૨૫) અંકે પચીસ વરસ એકના.

---

૩૪૩)

વાડી ૧) ઘરવાડી અમારી હવલી (=હવેલી) પછવાડે છે ને હવલીની હદની વચે દીવાલ છે, તે દીવાલની વચે બારણુ ૧) વાડીમાં જવાનું મેલું છે તે કુવાની પાછે (=પાસે) છે. તથા બારણુ ૧) જાનવરોના શાપરામાં જવાનું વાડીની ગમ મેલું છે, તે અમારા ઘરમાં થઈને જવાએ છે. જાનવરોના શાપરામાં જમલે (=ઝુમલે) બારણાં ૨) છે વચલી દીવાલને. તે જે કોઈ મુતવલી થાએ ધરમ કામનો તેની ખાતરને આવે (=તેના ધ્યાનમાં આવે) તો બંને બારણાં વાપરવા હાલવા ચાલવા દેએ. ને કદાચ કશી વાતે બીગાડ થાએ ને મુતવલીની ખાતરને આવે જે બારણાં બંને બુરાવીને વાડીમાં હાલ ચાલ કરવા નહીં દેઉં, તો એ અખતીઆર મુતવલીનો છે. ખુશી સાથે બંને દરવાજા બુરાવે એ વાતમાં કોઈથી હરકત લેવાએ નહીં. અમો અમારી રજાવંદી ખુશીએ લખી આપું છે.

| | |
|---|---|
| ૧ અત્ર | મતુ. ૧ અત્ર શાખ. |
| ૧ શા૦ આ૦ માણેકજી નવરોજી | ૧ આ૦ નોશરવાનજી બમનજી શાખ. |
| મતુ ઉપર લખ્યા પરમાણે શહી. | ૧ આ૦ મનચેરજી બમનજી શાખ. |
| | ૧ આ૦ જમશેદજી ફરામજી શાખ. |
| | ૧ મોદી હીરજીભાઈ જીજીભાઈ શાખ. |
| | ૧ મોદી ભીખાભાઈ જીજીભાઈ શાખ. |
| | ૧ વોરા બેહેરામજી બનાજી શાખ. |
| | ૧ આ૦ નાનાભાઈ બમનજી શાખ. |
| | ૧ સોરાબજી રૂસતમજી શાખ. |
| | ૧ વાડીઆ નવરોજી નશરવાનજી શાખ. |
| | ૧ બહુમન જીવા શાખ. |



સંવત ૧૮૦૪ ના વરખે ચઈતર વદ ૧૩) વાર ગરેઉ તા૦ ૧૪ એપરેલ સં૦ ૧૭૪૮ અંગરેજીને દીને અંધયારૂ માણેકજી નવરોજી રૂસતમજી એ પોતે પોતાની હયાતીમાં તનદરૂસતી હુશેઆરી સરવે વાતે સાબેતીમાં પોતાનું વશીએત નામું કીધું છે. કાંજે આખર એ દુની-આમાં સરવે કોઇને મરવું બરહક છે, તેથી પોતે પોતાની સાબેતી ને હુશેઆરીમાં એ વસીએત કીધી છે. જે મને ખોદાએતાલા હૈઆત રાખે તાંહાં લગી તો હું પોતેજ ધણી છઉં, ને પછે મારા ગુજરેઆ પછે એ વશીએત લખું છુ તે મારૂક કરવું, તેની બીગત લખી છે તે શહી છે.

૧. જે કાંઈ માહારો માલ છે તથા મીલકત છે તથા દામ દીરમ છે તે વીગેરે જે માહારૂં છે તથા મારા બાપથી તથા મારા દાદાથી મને જે કાંઇ પોંતું છે, તે સરવે સરખે હીસે બરાબર માહારી બેટી ૨) બે છે તે વેંચી લીએ. સરવે સરખે ભાગે વેંચી લીએ.

૧. મારા પાલક બેટા ૨) બેને હમે હમારા જમાઈ જણ ૨) ને કીધા છે. તેમાં એક તો અંધયારૂ દાદાભાઈ પુરશોદજી તથા

બીજા અંધયારૂ સોરાબજી મનચેરજી એ જણ ૨) બેને મેં મારા પાલક બેટા કરી લીધા છે. તે એ મનચેરજી જાણે જે મારો એકજ બેટો છે, તેથી માહારા બેટાની વતી હું જ પાલક બેટા થાઉં તો સુખે પોતેજ સોરાબજીની વતી થાએ. એ રીતે પાલક બેટા ૨) બે મેં કીધા છે તે છે.

૧. મારી બઈએર ૨) બે છે, તે મારા ઘરમાં રહે ને મારા ખરચે ગુજરાન કરે. ને એઓ જણાં ૨) પાસે માહારૂં જરીઆન છે તે જીવે તાંહાં લગી વાપરે. તે પછે ગુજરીઆ પછે જરીઆન જે હોએ તે મારી બેટી ૨) સરખે હીસે બરાબર વેંચી લીએ. તે મારી બઈએરનાં ગુજરેઆનો ખરચ વરસ ૧) સુધી જણ ૧) એક ઉપર રૂ૨૦૦૦) બે હજાર ખરચે. બંને બઈએરને માંહોમાંહે ઘરમાં સાથે રહેતાં બને નહીં, તો પછે મોટી માણેક બહુ જુદી ઘરમાંજ રહીને તેમાં રાંધી જમે, વરસ ૧) ના રૂ૩૦૦) તરણસેમાં જુદું રાંધી જમે, તથા પોતાના કપડાં વીગેરેનો ખરચ વરસ ૧) ના રૂપીઆ તરણસેમાં કરે. એ રીતે બે જણ બેનું લખીઉં છે તે માફક કરવું.

૧. મારી મતરાઈ જીવણુવહુ છે, તે જાંહાં લગી જીવે તાંહાં લગી મારા ઘરમાં રહે ને મારે ખરચે ગુજરાણ કરે. તે જો કદી મારા ઘરમાં નહીં રેહે, તો પછ એઓને રૂ૧૦૦) સો વરસ ૧) નાં આપે તેમાં પોતાનું ગુજરાણ કરે. ને પછે જે વારે ગુજરે તે વારે વરસ ૧) સુધીના રૂ૫૦૦) અંકે પાંચસો ખરચે. એ રીતે એઓનું લખીઉં છે તે મારૂક કરવું.

૧. મારા ગુજરીઆ પછે મારા ઉપર ખરચ કરે, તે જેમ મેં મારા બાપ ઉપર ખરચ કરેઓ છે, તેથી બમણો ખરચ મારા ઉપર કરવો. ને મારો સેઆવ કરવો તે જોડાનો કરે, તેની સાથે કોઇની જંદરૂઆન નહીં કરવી એ રીતે ખરચ કરવો.

૧. મારો ગોલામ છે, તથા તેઓની બઈએરો તથા છોકરાં છે. તે સરવેને મેં આઝાત કીધા છે, તેથી જો તેઓને પરવડે તો રહે ને નહીં પરવડે તો તેની ખુશીથી જાહાં ગમે તાંહાં જાએ. તેને કોઈ મુઝાએમ થાએ નહીં, એવી રીતે એનું કરવું.

૧૦૦૦) મારો ગોલામ છે, તથા ચાકર છે તેને આપવું તેનાં વીગત. બેહેરામને રૂ૧૦૦૦) અંકે હજાર આપવા. કાંજે એ(=ની) પાસે રેહેવાનું ઘર નથી તેથી એટલા આપવા.

૭૫૦) હીરજીને રૂ૫૦૦) પાંચસે તથા ઘર ૧) એ પોતે રહે છે, તથા કડવો રહે છે તે ઘરનું ખત એને આપવું. એટલે રૂ૨૫૦) નું ઘર છે તે (તથા) રોકડા રૂ૫૦૦) જુમલે રૂ૭૫૦) સાતસે પચાસ થઆ તે આપવા. પણ એના રૂપીયા પાંચસે રોકડા આપવા તે કોઈ સારે ઠેકાણે આપીને તેની ચીઠી એને આપવી. જે બારેવાટ કરી નાખે નહીં, માટ એ રીતે કરી આપવું.

૭૫) કડવા મનજી ચાકર છે, તેને રૂ૭૫) પંચોતેર આપવા.

૭૫) કોહા બબરચી છે, તેને રૂ૭૫) પંચોતેર આપવા.

બાકી બીજા ચાકર છે તેને ૯૨ જણ ૧) ને રૂ૨૫) પચીસ લેખે આપવા. જેટલા ઘરમાં ચાકર છે પારસી તેને આપવા.

૧. પટેલ બચાંભાઈ કાવસજીને મેં સુરતથી મોકલેઆ છે. તે વારે મેં કહ્યું છે જે તમોને વરસ ૧) ના રૂ૧૫૦) લેખે આપીશ એવુ મેં કહ્યું છે, તેથી એઓ પોતાના બેટાના વેવાહ કરવા

કીજે સુરત જવાના હતા. તે વારે હું પેડી ઉપર કાગલ લખી આપનાર હતો, જે એઓને રૂ૧૫૦) લેખે વરસ એકના ભરી આપજો. પણ એઓનું જવું થયું નહીં, તેથી મેં કાગલ આપો નથી. માટે હવે એઓને જે દહાડેથી મુંબઈ મોકલા છે, તે દહાડેથી વરસ ૧) ના રૂ૧૫૦) અંકે સોને પચાસ લેખે ભરી આપવા તે આપજો.

૧. ગોર્વાંદ જોશી વઈદને રૂ૨૦૦) બસો આપવા તે આપજો.

૧. દાકતર તાંમસને રૂ૨૦૦) બસો આપજો.

૧. મેં વકફ઼ નામું ૧) કીધું છે, મારા ગુજરેઆ પછેના ખરચનું તે લખેઆ માફ઼ક કામ સરવે જારી રાખવું. સંવત ૧૮૦૪ ના ચઈતર વદ ૨) સોમે, રોજ ૨૭) માહા ૬), તા૦ ૪ એપરેલ ૧૭૪૮ અંગરેજીએ કીધું છે.

૧. અમારા વશીઅતની ધણીઆણી મારી બંધે બેટી છે. તેઓના ધણી ૨) મારા જમાઈ છે તે મેં પાલક કરી લીધા છે. તે જાંહાં લગી બંને પાલક વરસ ૨૧) એકવીસના થાએ તાંહાં લગી

મારી તરફના માણુસ ૫) પાંચ હું લખું છઉં તેના નામે તે મારૂં કામ પાંચે જણા મલીને ઇતિફાકે કામ ચલાવે. તેની સરત એ જે માલ તથા સરવે જનસ વેચીને નાણાં રોકડાં કરી રાખે, ને વાસ્માજુનો (=વ્યાજનો) વેપાર કરે. બાકી બીજો કશો વેપાર કરે નહીં. ને પછે વરસ ૨૧) ના બને પાલક થાએ તે વારે સરખે હીસે વેહેંચી લીએ, તાંહાં લગી વેંચે નહીં. ને આ૦ મનચેરજી બમનજી તથા પુરશેદજી નવરોજી, તથા આ૦ મનોચરજી પુરશેદજી તથા વેરા પુરશેદજી માણકજી તથા પટેલ બચાંભાઈ કાવસજી, એ જણા ૫) કામ ચલાવે. આ૦ મનચેરજી બમનજીને વરસ ૧) ના રૂ૩૦૦) તરાજુસે આપે, જાંહાં સુધી કામ ચલાવે તાંહાં સુધી આપે. ને કરીને સુરતમાં આ૦ પુરશેદજી નવરોજી છે, તેની કજા રજા થાએ તે વારે તુરત માણુસ ૧) શ્રી મુંબઈથી સુરતની પેટીએ આ૦ પુરશેદજી નવરોજીની જગા(એ) બીજુ માણુસ મોકલવું, અથવા આ૦ મનચેરજી બમનજી પોતે જાએ તો સારૂં, નહીં તો પછે ડાવકું માણુસ મોકલવું. સરવે ભાઈઓની મીસલતે જેમ કરવું ઘટે તેમ કરવું. ને ખરચ સરવે ઘટાડીને જરૂરાતનો ખરચ રાખવો.

૧. મારી બાઈઓર જણ ૨) ને વરસ ૧) ના રૂ૮૦) લેખે કપડાંના આપું છું, તથા રૂ૬૦) બીજા આપું છું, પરચુટણ ખરચ કીજે, એટલે રૂ૧૪૦) એકસોને ચાલીસ ૬૨ જણ ૧) ને આપું છું તે માફક તમે પણ આપજો.

૧. આનરેબલ હોરટ સાહેબ પાસે હું માંગી લેઉં છું, જે મારા ગુજરેઆ પછે મારા માણસો પાસે ઈનવેંતરી માંગે નહીં. કાંજે મેં મારૂં વશીએતનામું કરીઉં છે, તેમાં મારા માણસ ઈતબારી છે, તેનાં નામ લખેઆં છે. તે તેને મેં કારબાર સરવે સોંપીઓ છે, તે મારૂં લેહેણું તથા દેવું જે હશે તે લેશે ને આપશે. માઠે (=માટે) મેહેરબાની કરીને અમે લખીયું છે તે કબુલ કરજો.

૧. મારી મતરાઈ જીવણવહુને કીજે એજ કાગલમાં ઉપર લખીઉં છે તે દરસત લખું છે. પણ રૂ૫૦૦) પાંચસોનો આંક ચેરાઓ છે, તેથી વલી ફરીથી હેઠે લખીઉં છે જે ગુજરેઆ પછે વરસ ૧) મલીને કુલે રૂ૫૦૦) પાંચસો ખરચ કરે. એ રીતે કરવું.

૧. મુંબઈ મધે પંચાત સરવે મલીને દખમું બાંધવાનો વેરો કીધો છે, તે વેરામાં મેં મારી તરફથી રૂ૨૦૦૦) બે હજાર આપવા કહયા છે. તેની જગા (=તેની જગાએ) રૂ૨૫૦૦) બે હજાર પાંચસે સુધી આપવા. પણ જે વારે દખમું બાંધવા માંડે, તે વારે ખાતર નીસા કરીને જેમ આપવા ઘટે તેમ આપવા.

એની વીગતે લખ્યા માફક કરવું.

૧ અતરે મતું.

૧ લા૦ આ૦ માણેકજી નવરોજી

મતું ઉપર લખ્યા પરમાણે શહી.

૧ અતરે શાખ.

RICHD. NEWNUM.

૧ આ૦ નોશરવાનજી ખમનજી શાખ.

૧ લા૦ અંધયારૂ સોરાબજી રૂસતમજી.

૧ લા૦ આ૦ બરજોરજી ફરામજી શાખ ધણીને પુછી કરી છે.

૧ લા૦ આ૦ જમશેદજી ફરામજી શાખ.

૧ વોરા બેહેરામજી બનાજી શાખ.



લા૦ માણેકજી નવરોજી. જત એ સાધણુ અમોએ ચોંટું (=ચોંટાડયું) છે. બીજું મારી કજા રજા થયા પછે દસમું વીતાં પછે એને તથા પેલા વકફ નામાને કોરટમાં રજીસ્ટર કરાવે. તે બંને કાગલ મારી બાઈએરોને વાંચી સંભલાવે તે ઈઆદ રાખજો. તે પછે વકફનામાના કાગલની નકલ આઠ અથવા દસ કરાવીને સરવે પારસી અકાબરોને ઘેરે ઘેર એક એક આપવી. એ વસીયતનામું લખા પછે મને ઈઆદ આવે છે, તે લખા માફક પરથમ કરજો. ને બીજું સરવે પાછલ નાંખજો. તે એ જે મારા જમાઈ બંને અથવા એક વરસ ૨૧) એકવીસની વે (=વયના) થાએ એટલે કહેશે જે હવે અમો અમારૂં વેંચી લીજીએ. પણ મારી બંને ધણીયાણી જાંહાં લગી જીવે જાગે તાંહાં લગી મારા ઘરમાં જેમાં હું હવડાં રહું છઉં મુંબઈમાં, તે ઘરમાં અથવા સુરતનું મારૂં ઘર મોટું જેમાં હું રહેતો તે બંને ઘરમાંથી એક ઘરમાં જીવે જાગે તાંહાં લગી રહે તો ધણી છે. ને તે જમાઈઓ જો વેંચીને લેઈ જાએ તો જામીન માતબર આપે. ને મારી ધણીયાણીની નીસા કરે ને ખર માતબર જામીન લેવો જે મારી ધણીયાણીને વરસ ૧) એકના રૂ૪૦૦)

અડે રૂપીયા ચારસે એ ૬૨ ધણીયાણીને કુલે ખરચ વરસ ૧) એકના આપે. એ રીતે બે ધણીયાણી મલીને ૩૮૦૦) અડે રૂપીયા આઠસે આપે, ને તેનો જામીન આપે તારે વેંચી લે, તાંહાં લગી વેંચાએ નહીં તે જાણવું. એ પરથમ કરવું.

૧. હું (=મેં) માણેકજી નવરોજીએ પોતાને દસકતથી લખીઉં છે. સંવત ૧૮૦૪ ના ચઈતર વદ ૧૩) ગરેઉ.

| | | |
|---|---|---|
| ૧ અત્ર | મતું. ૧ અત્ર | શાખ. |
| ૧ લા૦ આ૦ માણેકજી નવરોજી | ૧ આ૦ નશરવાનજી બમનજી શાખ. | |
| ઉપર લખ્યા પરમાણે સહી. | ધણીના કહ્યાથી કરી છે. | |
| | ૧ લા૦ આ૦ મનચેરજી બમનજી શાખ. | |
| | ૧ લા૦ આ૦ બરજોરજી ફેરામજી શાખ ધણી હજુર. | |
| | ૧ વોરા બેહેરામજી બનાજી શાખ. | |





આજ દીને શ્રી મુંબઈ મધે સંવત ૧૮૦૪ નાં વઈશાખ શુદ ૨) વાર સોમે, ને તા૦ ૧૮ એપરેલ ૧૭૪૮ ને દીને. જોગ લા૦ આ૦ શેઠજી શ્રી ૫) માણેકજી સુા૦ શેઠજી નવરોજી. જત અમે અમારૂં વશીઅતનામું કરૂં છે પરથમ, તેને દીન ૫) તથા ૭) થઆ તે ખબર અમારી ધણીયાણી જણ ૨) એ સાંભલી તે ઉપર(થી) બંને ધણીયાણી બીચારીઓ આવીને અમને કહ્યું જે તમોએ વશીઅતનામું કરૂં. એ ક્બર (=ખબર) અમો સાંભલી માટે તમો પાસે અરજ કરીએ છે, જે વશીઅતનામામાં ધણીયાણી જણ ૧) ને વરસ ૧) ના રૂ૫૪૦) અંકે પાંચસો ચાલીસ પરમાણે બંનેને રૂ૧૦૮૦) અંકે એક હજાર એંસી દર વરસે લખ્યા છે, તેથી અમારો ખરચ ચાલે નહીં. તે શેઠજી વીચારી જુઓ. તે ઉપર(થી) અમોએ વીચારીઉં જે બંને જણાં કહે છે તે ખરૂં. તે ઉપર(થી) આએ લખું. અમારી બંને ધણીયાણીને લખી આપાં છે, તે અંગરેજ જીલામાં તથા બીજા સરામાં કબુલ કરશે. એ લખું (=લખાણુ) કરૂં છે તે અમારી ધણીયાણી જણ ૨) ના કામનું છે.

ને અમે જે લખી આપું છે તે પરમાણે કરવું. હરએક કોઈનો એતબાર હરજનાર કરવો નહીં.

૧. અમારી બંને ધણીયાણીનાં ઘરેણાં ગાઠાં તથા કપડાં તથા પેટી પેટારા જે અમારી ધણીયાણી ૨) ના હોએ એનાને (=એઓને) કબજે તેનો અખતીઆર એ બંને ધણીયાણીનો* છે. તેને કોઈ હરકત હીલો કરે નહીં. તેને તે સામું કોઈથી જેવાએ નહીં, ને કોઈ મુજાહેમ થાએ નહીં.

૧. પરથમ વશીએતનામું કરૂં છે તેમાં લખું છે જે, અમારાં છોકરાં છે તે વરસ ૨૦) તથા ૨૫) પચીસનાં થાએ તારે જુદા થાએ યા નહીં થાએ અને અમારી ધણીયાણી જણ ૨) ને રાજી ન રાખે તો દર જણ ૧) ને રૂ૭૫૦) અંકે સાતસે પચાસ દર વરસે ખરચના આપે. જુમલે ધણી-યાણી ૨) બેને રૂ૧૫૦૦) અંકે પંદરસેં વરસો વરસ આપે. બંને ધણીયાણી જીવે જગે તાંહાં સુધી ખરચના આપે, એટલે તે બે જણાં પોતે પોતાનું વરસાન લેએ, દર જણ ૧) રૂ૭૫૦) તેમાં ખાઈપીને ખરચખુટણ કપડાંચપડાં સરવે એમાંથી કરે.

૧. બીજું અમારી છોકરીઓ, તથા અમારા જમાઈ જણ ૨) બે વરસ ૨૦) તથા ૨૨) ના થાએ ને જુદા રેહેવા માંગે, ને બરઆત થાએ ને વેહેંચી લેઈ જવા માંગે, તો તેને (તેમ) કરવા દેશો માં. કદાચ તમને કેહેશે જે (ત)મને બંને જણાને રૂ૧૫૦૦) પંદરસેં આપશે (=આપીશું) વરસો વરસ, તો કબુલ કરશો માં. કાંજે અમારે કોઈ એવી મીલકત નથી જે તેની પેદાશ આવશે, ને તમુને આપશે. અમારૂં વીત જે છે તે નગદીઆર છે. તે વેહેંચી લેઈને પઈસો ખરાબ કરે ને તમને પઈસો એક પોંચશે નહીં. માટે તમો બંને ધણીયાણી જંદરાલ સાહેબને જાહેર કરજો, ને ફરીયાદ થજો. ને જંદરાલ સાહેબ કહે, જે જવા દેઓ તારે કહેજો જે રૂ૧૫૦૦) પંદરસેં અમને બંને જણાને ખરચના અપાવા છે, તથા રૂ૫૦૦) પાંચસો શેઠજીની બાજના તથા શેઠજીના બાપની બાજના તથા બીજા દીસોનાં ખરચનાં જુમલે રૂ૨૦૦૦) બે હજારનો ધણી એક અમને માતબર આપે. કુંપની કબુલ કરે જે દર વરસે રૂપીયા ૨૦૦૦) બે હજાર આપીએ, અથવા હરેક કરજંદાર રેકેંટ ૪૦) અંકે ચાલીસનો ધણી માડ નાલીઅરી હજાર ૪૦૦૦) અંકે ચાર હજાર અમને મારગેજ

ઉભરીગાર લખી આપે, ને કોરટમાં રજીસ્ટર કરી આપે તો પોતાની નીશા કરીને કરજો. ને કદાચ દર વરસે રૂ૨૦૦૦) ન આપે તો પછી ફરજંદ વેચાવીને રૂ૨૦૦૦) બે હજાર લેજો. એ રવેસે પાકું કરીને કરજો. કદાચ દેહેશે જે લખી આપીએ, પણ કોરટમાં રજીસ્ટર કરાવતાં અમારી આબરૂ જાએ, પણ તે વાત હરકનાર માનતા માં. ને રૂ૫૦૦) અમારી બાજના તથા અમારા બાપની બાજના, તથા બીજી બાજના તથા, દીસોનાં અમારી બંને ધણીયાણીઓને લખી અપાવા છે. બંને ધણીયાણીને શા માટે, જે કદાચને અમારી ધણીયાણી બંને જણ અમારૂં લખું (=લખેલું) કાઢીને દેખાડે, ને બાહાર ફરીયાદ જાએ, તારે અમે પણ અમારી છોકરીઓના તથા અમારા જમાઈઓના દુશમન થયા, એટલે અમારી બાજ તથા અમારા બાપની બાજ તથા બીજી બાજ તથા દીસા તે કરે નહીં. માટે એ રૂ૫૦૦) પાંચસે બંને ધણીયાણીને લખી આપા છે, તે અમારી બાજ તથા અમારા બાપની બાજ ઉપર લખા માફક કરશે.

૧. બીજું હવેલી ૧) શ્રી મુંબઈમાં અમારી છે, જેમાં આપણે રહીએ છે, તે તથા હવેલી ૧) અમારી શ્રી સુરતમાં છે, જેમાં

આપણે રેહેતાં હતાં તે જુમ્રલે હવેલી બે છે. તે તમો બે ધણીયાણી જીવો જાગો તાંહાં સુધી તેમાં ખુશી સાથે રેહો, વાપરો મુહો, તેમાંથી તમને કોઈ કહાડે કરે નહીં. ને અમને શુઝું (=સુજયુ) છે જે તમો શ્રી મુંબઈમાં રેહેજો. પગ ભાર (=બહાર) કહાડશો માં. ને શ્રી મુંબઈમાંથી નીસરીને શ્રી સુરત જવા માંગશો, તો ખરચ બે થશે. માટે શ્રી મુંબઈથી હરજનાર જાશો માં. ને શ્રી મુંબઈમાં બા આબરૂથી સારી પેઠ ગુજરાણ કરશો. ને મુંબઈમાં રાસતી (=જસ્ટીસ) છે, માટે બાહાર જાશો ના.

૧. બીજું રૂ૨૦૦૦) બે હજારના જામીનની હકીકત અમે ઉપર લખી છે. તેવો જામીન તમારી ખાતરનીસાનો થાએ એવો જામીન આપીને વેહેંચી લેઈ જવા માંગે, તો તમારી બંને જણાની ચોથી પાંતીના વાસણ, તથા પાટ તથા ખુરસી તથા બીછાણાં, વીગેરે અસકામત ચોથી પાંતી લેજો. ને રૂ૨૦૦૦) બે હજારના જામીન અમારા લખા પરમાણે તમને ન આપે, તો તમે બંને ધણીયાણી જીવો જાગો તાંહાં સુધી ધણી છો. તમને કોઈ કહાડી શકે નહીં, ને કોઈથી વેહેંચાએ પણ નહીં.

ને તમો બંને(ના) ગુજરીઆ પછે, જે તેમને ગમે તે કરે પરથમના વશીઅત માફક. ને વલી લખીએ છે જે પોદા કરશે તો એવું ધારો નહીં. કાંજે આપણા પેટની બંને છોકરીઓ છે, તે તમને મુકશે નહીં. માટે બંને છોકરીઓને તથા બંને જમાઈઓને પાસે રાખજો. ને કારભાર ચલાવજો. ને અમારૂં નામ રાખજો, ને જમાઈઓના કબીલાનું માણુસ, જમાઈની માએ, તથા બાપ તથા હર કોઈ સગું માણુસ હરજનાર ઘરમાં કોઈને રાખશો માં. ને જો જમાઈના કબીલાનું માણુસ કોઈ રાખશો તો હમારો હુકમ ભાંજશો. ને ગુમાસ્તા રાખવા તે પરથમ વશીએતમાં લખ્યા છે તેને રાખજો. ને તેમાંથી કોઈ મુઓ ગયો તો, એટલે (=મરી જાય તેટલામાં) જમાઈ આપણા મોટા થશે કારભાર ચલાવા લાએક, એટલે તે પણ માણુસ કામ લાએક જોઈને રાખશો, ને કારભાર દુરસ્ત ચાલે તેમ કરજો.

૧. બીજું એ જે તમારા કબીલાના માણુસ, બંને ધણીઆણીનાં માએ અથવા બાપ તથા ભાઈ હોએ, તે તથા હરએક સગો આવી મલે ને તમને બંનેને ફુલસાવે, જે રૂ૩૦) ત્રીસ હજાર

રોકડા લેઓ ને જવા દેઓ, તો હરજનાર એ કામ કરતાં માં. ને જે રૂપીયા લીધા તો એમ જાણજો જે એ રૂપીયા ચાલીસ દહાડા રહેવાના નથી, ને તમો ખરાબ થશો. ને અમે જે રૂ૨૦૦૦) બે હજાર લખી અપાવા છે, તે વરસો વરસ આવશે, તેથી બા આબરૂ સાથે જીવશો જાગશો તાંહાં સુધી આરામ સાથે ગુજરાણ થશે, ને કશી વાતે કસટી થશે નહીં. એ વાત વારેવાર વીચારી જોજો. ખબરદારી ને મારા લખા માફક ને મારા હોકમ માફક ચાલશો, તો બા આબરૂથી જીવશો જાગશો તાંહાં વેર સુખી થાશો, ને ખોદાએ રાજી રેહેશે.

•

૧. બીજું આપણી છોકરીઓ છે, તથા આપણા જમાઈઓ છે, તે તમને (=તમારી સાથે) મલી ચાલે, ને તમને રાજીવંત રાખે, તેમ જીવો જાગો તાંહાં વેર તો તમો પણ તે(ઓ) સાથે એખલાસ રાખજો. મલી ચાલજો. ને કદાચ તમને કસટી કરે, તમારા હોકમ ન માને, તો તમો પણ તે(ઓ) સાથે તેવું કરજો. જે તમારાં ઘરેણાં ગાંઠાં તથા કપડાં વીગેરે જ હોએ, વાસણ કુસણ, તથા બીજાં બીછાણાં, પેટી પેટારા, તમારી અસકામત તમારે ગમે તેને આપજો. કાંજે જે રૂડું કરે તે

સાથે રૂડું કરીએ, ને ભુંડું કરે તે સાથે ભુંડું કરીએ. ને તમારૂં ઘરેણું ગાડું વીગેરે બીજાને તમો આપશો, તારે તમો ગુજરા પશેનો (=ગુજરીઆ પછીનો) ખરચ ખુટણ તમારે કરવો. કાંએ જે તમારૂં વીત તમો બીજાંને આપો તારે ખરચ ખુટણ તમો પછવાડે છોકરીઓ, તથા જમાઈઓ કરશે નહીં. તે માટે તમારૂં ઘરેણું ગાડું વીગેરે જો છોકરીઓને તથા જમાઈઓને આપછો (=આપશો), તો રૂ૨૦૦૦) બે હજાર તમો પછવાડે ખરચશો, પશી (=પછી) તમો ધણી છો. સારૂં થાએ તે કરજો.

એની વીગતે અમો(એ) લખી આપી છે, કાંજે તમે બઈરાં માણસ છો. તમારા હાથમાં અમારૂં લખ્યું હોએ, તો તમને અમારા લખા માફક જબાબ દે. ને પેદા કરશો તો કશી પાંતીની ફકર નથી. પાંચ દહાડા અમારા તરાહીના છે, ને શરીરનો ભોગ કસાલો છે. તે પેદા આરામ કરશો, ચંતા નથી. ને મરવું તો હક છે, એક દહાડો આગલ ઇથ્યા પાછલ. પણ રજકજાને મામલે ધણીના દસકત અવેજ હોએ તો તે તમારા કામના માટે લખી આપ્યું છે. માટે એ લખ્યું કામનું છે તમારી પાસે રાખજો, ને અમે વશીએતનામું પરથમ કરૂં છે તેમાં ખીજમતગારો

વીગેરને ઈનામ લખું છે, તે અમારો આસીસો થયા પછે જરૂર જે જેને લખું હોએ તે અમારા હોકમ મારૂક અપાવજો, વ્હાડા કાઢશો માં. ખોદાએ કરશે તો કશી પાંતીની ચંતા નથી. ખોદાના હોકમથી અમને આરામ થાશે. પણ દુનીઆનો મામલો છે માટે એ લખું કરૂં છે. બને ધણીઆણીનાં કામનું છે રજાકજાએ.

| | |
|---|---|
| ૧ અત્ર મતું. | ૧ અત્ર શાખ. |
| ૧ લા૦ આ૦ માણેકજી નવરોજી મતું ઉપર લખા પરમાણે શહી એ મતું અકલ હુશીઆરીથી કરૂં છે. | ૧ આ૦ નોશરવાનજી બમનજી શાખ ધણીના કહયાથી કરી છે. |
| | ૧ આ૦ મનચેરજી બમનજી શાખ ધણી હજુર. |
| | ૧ ધનજી ગોપાલજી શાખ ધણી હજુર. |



## શ્રી દાદાર હોરમજદની મદદ છે.

આ કેટલીએક તારીક઼ શેઠ રૂસતમજી માણેકજીની ફારસી નજમમાં મોબેદ જમશેદ બીન કૈકોબાદ, સુરતનો રેહેનાર વરસ ૭૩) ની ઉમરમાં, સને ૧૦૮૦ યઝદજરદી, રોજ ૨૯ મો મારેસપંદ માહા ૮) મો આવાં, તા૦ ૧૫ મી મે સને ૧૭૧૧ ઈસવી ને દીને જોડી હતી. તેનો ફારસીમાંથી હીંદવીમાં તરજુમો કીધો છે—

## શ્રી દાદાર હોરમજદની મદદ છે.

પેહેલો ખોદાએતાલા જે જેહાનનો પેદા કરનાર છે, તેના નામે કરીને આ નવો કીસો હું શરૂ કરૂં છું. જે તે પાક પરવરદેગારનું પેહેલું નામ લીધા વના કાંઈ કામ ઉસ્તવાર થતું નથી. તે એવો સાહેબ છે જે જેણે કુદરતો આસમાન તથા જમીન પેદા કીધી, અને માહતાબ તથા આફતાબ, તથા સેતારાઓની રોશનીથી તમામ જેહાનને સમારી અને એક મનીના કતરાથી, ઈઆને એક બયાનના કતરાથી તમામ દુનીઆને જેસામાં લાવ્યો, અને હસતીમાં મોજુદ કીધી અને તમામ ચીજ કરતાં પેહેલી અકલ પેદા કીધી. અને આદમીઓને તમામ જેહાનનો કારોબાર ચલાવવાને વાસતે પેહેલી અકલ આપી, જે અકલના જોરે કરીને તથા દાનાઈએ કરીને જેહાનનો કારોબાર ચલાવી શકે, અને

ગુનાહ તથા સવાબ તથા બુરી, અને ભલી વાતનો તફાવત જાણી શકે. અને પોતાની જાતી અકલે કરીને પાક પરવરદેગારને નેકીનો ચાહાનાર, તથા પોતાને પેદા કરનાર તરીકે જાણે. ખોદાએતાલા, તું જમશેદ ઉપર મેહેરબાની કર, અને અકલ તથા હોશીઆરીનો દરવાજો મારા દીલમાં ખુલ્લો કર, જે એ નવી દાસતાનને જેહાનમાં હું જાહેર કરૂં. મારૂં નામ મારા ગુજરયા પછી આકેઅમત સુધી રહે, એટલા વાસતે જે એ દુનીઆનો કાંઈ ભરોસો નથી, જે કાલે શું બનશે. અને જે કોઈ એ કીસો વાંચે તે મારાં રવાનને બેહેસતી બેહેરો પોહોંચાડે, તે ઉમેદવારી રાખીને એ કીસો હું શરૂ કરૂંછું.

## એ વાત શેઠ રૂસતમજી માણેકજીની સખાવતની તારીફની છે તથા તેનું બયાન.

એ શેઠ રૂસતમજી તું માણેકજીનો બેટો છે, અને બુનીઆદ મોબેદની રાખે છે, તેથી તું દેલનો પાક તથા તનચાંગનો ખાલેસ છે. તથા દેલની સફાઈથી તથા મેહેરબાન દેલથી, તું ગરીબોને સખાવતીનો કરનાર છે, અને કોઈની અદાવતી તથા દુશમનીમાં રાજી નથી. અને તું ગરીબ મીસકીન ઉપર ઘણીજ નવાજેસ કરે છે. સોનું તથા રૂપું તથા દરેમ દીનારને કોઈથી દરેગ રાખતો નથી. અને તું છુપી

સખાવતીનો કરનાર છે. પણ આલમમાં નાંધલા તથા મોટા સરવે કોઈ તારી જાહેર તારીફ કરે છે. પાદશાહ નોશેરવાનના વખતમાં એક અરબ હાતમ તાઈ નામનો હતો, અને ઘણો સખાવતીનો કરનાર હતો, તેની મીસાલનો આ જમાનાનો હાતમ તું છે. જે કોઈ ગરીબ મીસકીન લોકો તથા બેમાર લોકો, તથા જે ફરજંદે તીમ હતા ઈઆને માએ બાપ વગરના ફરજંદ તથા ખાવંદ વનાની બુઢી ઓરતો, એ લોકની તું બરદાસ્ત કરે છે, અને એ ગરીબ લોકોનો ગમખાર તથા કદરદાન છે. તેહકીક એ મીસાલે તું પરવરસ કરતો હતો, જે હર સાલ ઈઆને વરસો વરસ તે ગરીબોના ઘરમાં અનાજ તથા ગલો અપાવતો હતો. એ સીવાયથી જેને જેટલો ખરચ જોઈએ તેટલો તું ખરચ આપે છે, તથા ઘણા લોકોની કદરદાની કરીને પેહેરવાનો પોશાક નહીં હોય, અને વસતરને વાસતે ઘણા હેરાન હતા, તેઓને પોશાક ખોરાક સાથે પરવરસ કરતો હતો. એ શેઠ રૂસતમજી, તારી સખાવતીથી તથા તારી દલેરીથી અને હીમતથી તમામ આલમ અજાએબ રહે છે. અને ખોદાએતાલા તુંને આફતાબ, અને માહતાબની મીસાલે નુર ભરેલો તથા મસુર કીધો છે. જે કાંઈ કામ સવાબનું માજદયસની દીનમાં જરથોસ્ત પેગમબરે ફરમાવ્યું છે, તે કામ ઉપર તું ઘણો મુસતાક છે, ને તે દીનના હોકમ પ્રમાણે તમામ સવાબના કામ કીધાં છે. અને હરેક

સવાબના કામ કરવામાં તું તવાનાઈ રાખે છે. અને બીજાં કામમાં તું ઘણો દાના બીના છે. તારૂં નામ અને જેહાનનો પેહેલવાન રૂસતમ જાબુલી હતો તેનું નામ બરાબર એટલાં વાસતે આવ્યું છે, જે તે રૂસતમ જાબુલી ઈરાનનો રૂસતમ હતો. પણ આ જમાનામાં તું હીંદુસ્થાનનો રૂસતમ છે. તારી તારીફ તથા સેફતના અવાજથી રૂસતમ જાબુલીનું નામ ઢંકાઈ ગયું છે. અને રૂસતમે જાલની ઈરાનના લોકો તારીફ કરતા હતા. પણ આજ હીંદુસ્થાનમાં રૂસતમ માણેકની સેફત તથા તારીફ કરે છે. ગઈઓમરદના જમાનાથી તે પાદશાહ યઝદજરદના જમાના સુધી તમામ પાદશાહો તથા બુજરોગો નેકનામ થઈ ગયા, તે વાર પછી હીંદુસ્થાનમાં તમામ માજદયસની દીનના ટોલામાં તું એક નેકનામ માએને પેટ પેદા થયો, જે તમામ આગલા નેઆગાન તથા આગલા બુજરોગોના નામને તેં પાછાં જીવતાં કીધાં. એ શેટ રૂસતમ, જ્યાં સુધી ફરતો આસમાન તથા સેતારા છે, તથા માહાતાબ ને આફતાબ છે, ત્યાં સુધી ખોદાએતાલા તુને જીંદેગાની બખશે, જે તારા સાએઆથી તમામ ગરીબ દરવેશ લોકો જીવે છે. હંમેશે ખોદાએતાલા તારો પોસતપનાહ થાજો, અને તમામ યઝદ અમશાસપંદો હરેક જગામાં તારા નેગેબાન થાજો, અને તમામ અશોફરોહર તારી ઈઆરી તથા મદદ કરજો. ને તારી દોલત હંમેશે પાએદાર રહેજો, ને તારૂં એક-

બાગ રોશન રહેજે. અને જે કોઈ તારા દુશમન તથા મુદઈ હોય તે અદેખાઈના આતશમાં બળેલા રહેજે. અને હંમેશ ફતેહમંદ તથા ફીરોઝ દુશમનો ઉપર થાજે. તનદરોસ્તી તથા નુર ભરેલો ચેહેરો તથા ખુશી સાથે હંમેશાં રહેજે. અને તારા તનથી પેતીઆરે દેવની ઘાત દુર થાજે, અને તમામ જંદ અવસતા રાત દીન તારા મદદગાર થાજે. અને રાત તથા દીન એ દુવા જે હું કરૂં છું, તે તુને ઈઆરીએ તથા મદદે પોહોંચજે.

## આ વાત એ જે પારસીઓ ઉપર પાદશાહ ઓરંગઝેબે જજીઓ કીધો હતો, તે શેઠ રૂસતમજીએ મુકાવ્યો તેની તારીખ છે.

એક બીજી વાત એવી તારીફની કહું છું. એ બેતોનો જોડનાર મોબેદ જમશેદ એમ કહે છે જે, પાદશાહ ઓરંગઝેબના વખતમાં આપણા પારસી લોકોપર જુલમથી જજીઓ થયો હતો. અને તમામ ગરીબ લોકો જુલમ જમાના મારેલા રૂસતમ માણેક પાસે આવ્યા, અને દરદની તથા જુલમની વાતની સરવે કોઈ ફરીયાદ કરવા લાગ્યા. અને સરવે ગરીબ લોકો ઘણા હેરાન થતા હતા, તે વારે તુને કહેવા લાગા જે એ રૂસતમ હમારી ઉપર જુલમ ઘણો છે. ને હમારાં ફરજંદ તથા ઓરતોને મારે છે, ને હેરાન સરગરદાન કરે છે. તેથી એ રૂસતમજી

હમો તારેથી એમ ઉમેદવારી રાખીએ છીએ જે તું હમારી દાદ લીએ, એ જુલમગારોના જજીઆથી હમોને છોડવે. જ્યારે તમોએ એ ગરીબ લોકોથી એટલી ઓજરખાઈ તથા જારી સાંભલી, ત્યારે દીલમાં મહેરબાની લાવીને તમામ ગરીબોને જજીઆથી છોડવવાની તમોએ તદબીર કીધી. અને કચેરીનો દીવાન જે મોટા અમીર હતો તેની નજદીક તમો ગીઆ. ને હર વરસ તે દીવાનને રોશન દીલથી તમોએ તમારી તરફથી સુનું, તથા રૂપું આપવાનું કબુલ કીધું. અને તમામ દુરવેસ બીચારા લોકોને જજીઆની શકતીથી તથા જોલમથી છોડવ્યા, અને તમામ જજીઓ માફ કરાવ્યો. ત્યારે તમામ ગરીબ લોકો તારી ઉપર દુવા અને આફ્રીન કરવા લાગા જે, એ રૂસતમજી તમોએ અમોને એ રંજ ભરેલા જજીઆથી છોડવ્યા ને તમારી દોલત, તથા તમારા અકબાલથી હમારાં રહેવાના મકાન છુટાં. નહી તો મકાન અને ઘેર વેચતે તોબી જજીઓ તમામ અપાતે નહી, અને એ હલાકીમાં તથા ગેરેફતારીમાં જીંદગાની તમામ થાતે. ખોદાએતાલા તારા ખાનદાનને આબાદ રાખે ને તારી દોલતનો સલેસલો જાવેદાન લગી પોહોંચે. એ રીતે તમામ ગરીબો દુવા કરવા લાગા, જે હમો એ જુલમથી તારી દોલતે ખલાસી પામ્યા. અને નાધલા તથા મોટા આદમીમાં તમો નામદાર થયા. અને એ મીસાલે હમોને તમોએ ખજનાએ કરીને ખરીદ કીધા. ને મેહેરબાનીથી

પાછા આબાદ કીધા. એવું તમોએ આસાન કીધું, અને હમો ખુશીથી તમારી પાસે રજા માગીએ છીએ, જે અગર જો તમો રજા આપો તો હમો હમારા મકાનપર પાછા જઈએ, અને રાત દીન તમારા હકમાં દુવા કરશું. ત્યારે રજા લઈને વગર દેહેસતે સરવે કોઈ પોતાના ઘેરની તરફ રવાના થયા અને હરરોજ દુવા કરતા હતા. એ રૂસતમજી એ કામ તમોએ ઘણી ખુશીનું કીધું, જે તેથી તમારી નામદારી માજદયસની દીનના ટોલામાં રહી. ખોદાએતાલા તમારી દોલતને પાએદારી બખશે.

## એ વાત એ જે કેટલાએક લોકો જજીઆને સબબે હાકેમને ત્યાં કેદમાં હતા, તેને છોડવ્યા તેની તારીફમાં.

વલી બીજી વાત સાભેર એ ખેતને જોડનારો જમશેદ એમ કહે છે, જે વલી કેટલાએક ગરીબ આદમી ઘણા નાચાર હતા તે એ જજીઆ બાબદ હાકમના દરબારમાં કેદ પડેલા હતા. તેઓના ફરજંદ અને ઓરતો તમારી નજદીક દાદખાઈ લાવ્યા જે, હમો ઘણી રંજ તથા ઘણી સાગતીમાં ગેરેફતાર છીએ. જે હમોથી જજીઓ અપાતો નહી હતો તે બાબતે હમારા ખાવંદોને કેદ કીધા છે, ને હમારા ઉપર મોહોસલ મુકયા છે. પણ હમારી પાસે જરની પુંજી નથી જે હમો

હાકેમને જજીઆનું જર આપીને હલાકીથી છુટીએ. તે તો હમારામાં તાકત નથી, અને મોજાસુલ હરરોજ હમારી પાસથી તલબ લીએ છે. અને ગાલ દેવી તથા જબુન બોલવું કરે છે, વાસતે એ શેઠ રૂસતમજી તમો હમારી ઉપર કરમ બખશેસ કરો, અને હમો ગરીબ બેચારાની દસ્તગીરી કરો. હમણા હમારી ખલાસીને વાસતે તમો એ જજીઆના જરની મદદ કરો. હમો ઘણા બેમાર તથા કુબલા આદમી છીએ, અને મજુરી ને મહેનત કરતાંબી પેટ ભરાતું નથી, એવા નાચાર છીએ. તારા હકમાં રાત દીન હમો તમામ લોકો દુવા આફરીન કરશું. જે વારે રૂસતમજી માણેકજીએ એ વાત પેલા નાચાર આદમીથી સાંભલીને, પોતાના દીલમાં મહેરબાની આવી. ને બખશેસની નજરથી નેગાહ કરીને નોશેરવાન નામનો એક મરદ હતો, તેને હોકમ ફરમાવ્યો જે, જે કાંઈ જરનો ખરચ થાય તે ખરચથી દરેગ હરગેજ માં કરતા. અને જે એ જજીઆ બાબતના જે હાકેમનો દીવાન છે, તેને જર આપીને રાજી કરો, ને એ ગરીબ લોકોને કેદથી તથા બંદીખાનેથી ખલાસ કરો. શેઠ સાહેબના હુકમની માફક જેટલો જરનો ખરચ બેઠો, તે ખરચથી દરેગ નહી કીધી, ને સેતાબ ગરીબોની દાદખાઈ લીધી. પછી તે સરવે કોઈ આવીને શેઠની આગલ આજેજીથી ઉભા રહીને કેહેવા લાગા, જે એ જજીઆના જુલમથી તમોએ હમોને છોડવ્યા. તમારા હકમાં ને

તમારા ફરજંદાન ફરજંદના હકમાં, સો સો હજાર આફરીન દુવા કરતાં હમારા ઘરની તરફ જવાનો કસદ કરીએ છીએ. ખોદાએતાલા એ તમારી દોલતને તમારા ફરજંદાન ફરજંદની સાથે પાએદાર રાખે, જે આજ તમોએ હમોને બલા ને રંજથી છોડવ્યા. એટલું કહીને દુવા દેતા તથા ખુશી થતા તથા હસતા, સરવે કોઈ પોતાના મકાન ઉપર વીદાય થયા. એ રૂસતમજી માણેકજી, તમો એ જમશેદની એક વાત ઈઆદ રાખો, જે સદદર નજમની કેતાબમાં એ મીસાલે ફરમાવ્યું છે જે, જે કોઇ આદમી બીજા આદમીને જજીઆના જુલમથી છોડવે, તેને ખોદાએતાલા ગરોથમાનની જગો આપે. અને બુલંદ બેહેસતમાં અશો લોકોની નજદીક તેનું રોવાન પોહોંચે, વાસતે એ સવાબને બદલે ખોદાએતાલા તથા તમામ અશો ફરોહરો, તથા તમામ યઝદો તમારાં ફરજંદાન ફરજંદોની ઈઆરી તથા મદદ કરશે, અને પેગમબર જરથોસ્ત તમારો પોસ્તપનાહ થાજો.

**એ વાત એમ છે જે સેવાગની લશકર લઇને ચારે તરફ આવ્યો, ત્યારે પારસી લોકોને ઘણા હેરાન કીધા ને વેરા કીધા. તે તમામ પારસીની તરફથી શેઠ રૂસતમજી માણેકજીએ, જર ખરચીને તમામ લોકોને છોડવ્યા તેની હકીકત છે.**

જ્યારે સેવાગની શેહેરની ચારે તરફ લશકર સાથે આવ્યો, ને ઘણા લોકોને કેદ કીધા. ઓરતો તથા મરદો તથા દુધ પીનારાં બચાંને સરવે કોઇને કેદ કરીને લઈ ગયો, તથા સુનું અને રૂપું, જર જવેર તથા અનાજ એવી તમામ ન્યામતને લુટી લઈ ગયો, અને શેહેરમાં તથા ગામમાં તથા પરગણામાં નાહાસ પાડી. અને તમામ જગોમાં આગ લગાડી, અને તમામ આલમ તેના જુલમથી આજેજ આવી. અને કેટલાએક લોકો વેરા ભરવાની દેહેસતે આજેજી, અને જારીમાં પડયા, અને ઘણી ઓજરખાઇ કરવા લાગ્યા. જે કોઇ બંદમાં પડેલા હુતા તે લોકોએ પોતાને ઘેર પોતાની ઓરતોને, તથા પોતાના ફરજંદોને તથા ભાઇઓને કહેવાડયું જે દંડ ભરયા વગર હમારો ખોલાસો નથી, ને હમોને એ નાપાકના બંદમાંથી આજાર, તથા જેલમ ઘણો પોહોંચે છે. જ્યારે એવી વાત પેલા બંદીવાનોએ પોતાને ઘેર પેગામ મોકલીને કહેવાડી, ત્યારે તમામ ઓરત તથા મરદ નાઘલા મોટા, શેઠ રૂસતમજીની

આગલ જારી કરતાં, તથા ફરીયાદ કરતાં આવ્યાં જે હમો સેવાના જુલમથી ઘણું નાચાર ને જખમી છીએ, અને ઘણું આજેજ છીએ, એટલા વાસતે જે હમારા ઘરના લોકોને પકડયા છે, અને નાહક જુલમથી મારે છે અને વેરો કરીને રૂપીયા માંગે છે. ને હમારામાં મોટા વેરો આપવાની કથી તાકાત નથી, અને સરવે કોઈ રંજીદા છીએ. વાસતે સાહેબની નજદીક દરદ અને દેહેસત ભરેલા આવ્યા છીએ, ને તારી દોલતથી ઉમેદવાર છીએ. ને હમો એકીન અને દ્રુસ્ત કરીને જાણીએ છીએ, જે તારી નજદીકથી ના મોરાદ ને ના ઉમેદ પાછા ફરવાના નથી. એ એક નાપાક હેરેમનની મીસાલનો તમામ ગામ અને શેહેરનો દુશમન થઇને આવ્યો છે. ને લશકર પચાશ હજાર આદમી એની પાસે છે, ને લશકરના સરદાર બે છે. તે ઘણાજ નાપાક ને બદસુરત, પારસી લોકોના દુશમન છે. તે બેઉ સરદારોએ તમામ ગામ અને સર જમીન લુટવાથી વેરાન કરી નાખી, અને જરીઆન તથા જર જવેર તથા નગદી, હરેક આદમીના ઘેરમાંથી એવી તરેહ તરેહની ચીજો લુટી લઈ ગયા. ત્યાર પછી તે ઘેરના દરમ્યાન આતશ નાખીને આગ લગાડી, તમામ આબાદ જગોને તારાજ કરી નાખી અને કાંઈ લોકોને જીવથી મારી નાખ્યા. અને કાંઈ લોકોને જીવતા બાંધીને બંદીવાન કરીને બાંધી લઈ ગયા છે. તે લોકો બંદમાં ઘણીજ રંજ

અને જુલમ ખમે છે, અને ઘણી આજેજી તથા જારીમાં પડયા છે. વાસતે સાહેબની નજદીક હમો આવ્યા છીએ, જે હમો ઘણા બચારા ગરીબ છીએ, અને તમો બેચારાનોચારો કરનારા છો. હમો જુલમમાં પડેલા આદમી છીએ તેથી હમારી દસ્તગીરી કરો, જે તમામ બંદીવાનો બલાના બંદમાં ગેરેફ્તાર છે તે છુટે. તે નાપાક સેવા રૂપીયા દસ હજાર માંગે છે, ને હમારામાં તો કાંઈ જીવ રહેઓ નથી જે હમો દંડ આપીને હમારા ઘરના આદમીઓને છોડવીએ. અગર શેઠ સાહેબ રૂપીયા દસ હજારની કરમ બક્ષેસ કરે, ને ગરીબોને તે નાપાકના જુલમથી છોડવે તો જાવેદાન સુધી સાહેબનું નામ રહેશે, અને તમામ આલમ સાહેબની પછવાડે દુવા કરશે, જે શેઠ રૂસતમજીએ એવું કામ સવાબનું કીધું જે કોઇ જેહાંનમાં એવું કામ કરે નહીં, જે પોતાના જર ખરચે કરીને તમામ બંદીવાનોને બંદથી છોડવીને આજાદ કીધા, તથાં સખતીથી ને રંજથી ખલાસ કીધા. જ્યારે એટલી આજેજી તથા જારીની વાત શેઠ સાહેબે સાંભલી, ત્યારે તે લોકો ઉપર પોતાના દેલમાં મેહેરબાની આવી જે એ લોકને કેદમાંથી છોડવ્યાને લીધે, હંમેશાં લગી નેકનામી રહી જશે. ને એ દોલત દુનીઆ આજે છે ને કાલે ફ્ના થવાની, ને એ ફરતો આસમાન ને દોલત કોઈ ઉપર પાયદાર રહી નથી. ભલું જેહાંનમાં બે ચીજ રહી જાએ છે, એક નેકનામી તથા બીજી બદનામી,

એ બેઉ ચીજો મરતી નથી. આદમીના ગુજરયા પછી એ બેઉ ચીજમાંથી એક ચીજ પોતાની મેલે જેમથી આદમીઓના મોંઢા, તથા બેપાનમાં આવે છે. પછી નેકી ઇમ્મા બદી. ત્યારે નેકી કે બદી અવેદાન સુધી રહે છે, એવું શેઠ પોતાનાં દીલમાં નેક અંદેસો કરીને પેલા લોકોને દસ હજાર રૂપીઆ આપ્યા ને તે લોકોને જુલમ ભરેલા કેદથી છોડવ્યા. અને સરવે કોઇ રૂસતમ માણેકની દોલતપર દુવા કરવા લાગા. હવે એ જગોપર એ બેતનો બોલનાર સાહેર મોબેદ જમશેદ એમ કહે છે, કે પાદશાહ નાદીરને જ્યારે અફરાસીઆબે માર્યો, ત્યારે કેટલાક દાનામ લોકબી નાદીરની સાથે પકડાયલા હતા, તેઓનેબી ગરદન મારવાની અને કતલ કરવાની એસારત કીધી. ત્યારે અગરેરસે આવીને અફરાસીઆબની આગલ માંગી લીધું, જે એ બંદીવાનો તમામ બે ગુનાહ છે, અને એઓની કાંઈ તકસીર નથી. ત્યારે અફરાસીઆબે પાછા તે બંદીવાનોને કેદ કરીને અગરેરસને હવાલે કીધા. પછી અગરેરસે મેહેરબાની કરીને જાલ ઉપર પેગામ મોકલીને કસવાદ પહેલવાનને લશકર સાથે બોલાવ્યો, જે તે આવીને પેલા ઈરાનીઓને છોડવી લઇ જાય. પછે અગરેરસ પોતે ખસીને અફરાસીઆબની નજદીક ગયો, ને કસવાદ તમામ પેલા બુજરગોને છોડવીને જાબલુસતાન લઈ ગયો. પછી જે વારે અફરાસીઆબે જાણ્યું જે અગરેરસ તમામ બંદીવાનોને છોડવીને પોતે નાસી આવ્યો,

તેજ વેલા શમશેરે કરીને કમરમાંથી તેના બે ટુકડા કીધા. અગરેરસનું ઇમાન તો બેહેસ્તમાં પોંહોચ્યું. પણ અફ્રાસીઆબ તો ગુનાહ ભરેલો એ જગો ઉપર રહેઓ. એ મીસાલ એટલા વાસતે જોડી છે જે એ શેઠ રૂસતમજી તમોએ અગરેરસની મીસાલે બેહેશ્તાન થઇને, તમામ બંદીવાનોને એ નાપાક સેવાગનીમના બંદથી છોડવ્યા, ને ગરેથમાન બેહેસ્તનો તાસો તમોએ પોતાને હાથે તે જેહાન મોકલ્યો. એવો સવાબ અને એવી કરમ બક્ષેસ ગરીબ ઉપર કોઈ નહી કરે. એ કામ કીધાથી જાવેદાન લગી તમારૂં નામ નેક નામીમાં મહસુર રહ્યું.

## એ જગો ઉપર એમ કહે છે, જે શેઠ રૂસતમજીએ હર જગો ઉપર પુલ તથા કુવા બંધાવ્યા તેની તારીફમાં.

એ જગો ઉપર મોબેદ જમશેદ એમ કહે છે જે, જે જગો વેરાન અને ખરાબ હતી, અને તે જગોપર કોઇની જવાની તાકાત ચાલતી નહી હતી તે જગોપર તમોએ બાગ બનાવ્યા, તથા બંગલા તથા એવાન તથા મેવાના જાહાડ તથા ખુશબોદાર જાહાડ મીસાલે, ગુલલાલા તથા ગુલાબ તથા સેવની તથા ચંપેલી તથા સમજો, એવાં તરેહવાર જાહાડ બનાવ્યાં અને તે જમીનનેં આબાદ કીધી. તથા તે સીવાય કારંજા

તથા કુવા મીઠાં પાણીના સવાબને વાસતે હરેક જગોપર ખોદાવ્યા. અને તમામ જાનવરોને વાસતે પાણી પીવાના અબાડા બનાવ્યા, જે ગરમીના દહાડાઓમાં જાનવરોને પાણી પીવાથી આરાયશ પોહોંચે. બીજી નેક ખશલત શેઠ રૂસતમજીને એ હતી, જે સવાબના કામ જે દરેમેહેરનાં છે તે ઉપર ખાએસ ઘણી હતી. જે અમથાસપંદોની નઈઅતે તથા અરોદરેશહદોની નઈઅતે ઈજસને તથા વંદીદાદ કરાવતા હતા. એ સીવાય તમામ હેરબુદોના કામ, તથા જંદે રવાનના કામ ઘણાં કીધાં ને પોતાની ફરજ ગુજારી કીધી. બીજી ખુબી એ હતી જે જે કોઈ આદમી ગરીબ મીસકીન હતા, અને પોતાના ફરજંદોના વેહેવા શેહાદી નહી કરી શકતા, બલકે ખાવાને વાસતે ઘણા હેરાન હતા તે પોતાના ફરજંદોની શેહાદી કાંહાંથી કરે. તે ગરીબ લોકોએ શેઠ સાહેબની આગલ આવીને પોતાના હાલની અરજ કીધી, ત્યારે તે લોકપર મેહેરબાની કરીને તે લોકને કેટલુંએક જર મદદ કરીને તેઓની મોરાદ હાંસલ કીધી. તે દર સાલ દસતુર મોબેદોને આબરૂ સાથે રાખતા હતા. ને લોકોની ખેદમત વાજબીથી કરતા હતા. ને જે જે કાંઈ સવાબનું કામ તે સેતાબ કરતા હતા, અને હરગેજ કાલ ઉપર રાખતા નહી. તે કામ ઉપર કંમર બાંધીને બજા લાવતા હતા. એવાં સવાબના કામમાં હોશીઆર રહીને પોતાના રવાનની ખુશાલી કીધી, અને આ જેહાંનમાં નેકનામી હાંસલ કીધી.

## આ જગા ઉપર શેઠ રૂસતમજી તથા તેઓના ત્રણે બેટાઓની તારીફ લીખી છે.

એ બેતનો બેઠનાર જમશેદ એમ કહે છે, જે એ શેઠ રૂસતમજી ખોદાએતાલાએ તમોને બેટા ત્રણ પ્યારા આપ્યા છે. બેરશોદની મીસાલના નુર ભરેલા અને રાત દીન એશ ને ખુશીના કરનાર, અને મજલસની પરસતેસના કરનાર તમોને આપ્યા છે. પેહેલો વડો બેટા મોબારક કદમનો અને નેક ખસલતનો, અને કમાની પાદશાહની મીસાલનો જેનું નામ ફરામરોજ છે. અને બીજો બેટા સરવની મીસાલનો કદાવર, તથા ભલી મનશનીનો ખાવંદ ઘણી ખુજરોગીનો સાહેબ જેનું નામ બહમન છે. અને ત્રીજો બેટા જે નાનો પાકીનો ખાવંદ અને નુરમંદ તનનો જેનું નામ મુબારક નવરોજ છે. ઘણો નેક ખસલતનો તથા આફતાબ, અને માહાતાબની મીસાલનો ઘણો દુનીઆમાં મશહુરી પામેલો. એ ત્રણે બેટામાંથી નવરોજ નામનો બેટા મારો સાગરેદ છે. ઘણો દબદબા ભરેલો ને બાપની મીસાલનો ચેહેરો રાખે છે. ને સુરત માહાડની મીસાલ રાખે છે, તથા ફરજંદોને બેર ફરજંદો ખુદા તમોને મુબારક કરે. અને ખોદાએતાલાએ તમોને નેક અને અશો ઓરત આપી છે, જેનું નામ રતનબાઈ છે. પાક દેલની અને રાસ્ત બોલનારી

અને નેક કેરદારની સાહેબ પણુ તારી નેક બખતી છે, જે યઝદાંએ તુને એવી ઓરત તથા એવાં ફરજંદો આપ્યાં, કે જેથી બેહુ જેહાંનમાં તારૂં દેલ ખુશી રહેશે. શા વાસતે જે એ ફરજંદ તથા ફરજંદાન ફરજંદોના કદમ ઘણા મુબારક છે, જે તારી દોલતની પાએદારી એ ફરજંદાન ફરજંદ લગી હંમેશ રહેશે. હવે એ જગો ઉપર સાહેર દુઆ કરે છે, જે એ શેઠ રૂસતમ તું પાદશાહ ગઈઓમરદ તથા હોસંગની મીસાલે નામદાર ને ઈજત ને મરતબા ભરેલો રેહેજે. અને તેમુરસ દેવબંદ અને પાદશાહ જમશેદની મીસાલે તમામ ટોલાને પાલનાર થા, અને નેગેબાનીનો કરનાર થા. અને મોબારેક ફરેદુન પાદશાહની મીસાલે દુનીઆ આબાદ કર. અને જેમ તેણે પોતાના દુશમન જોહાકને બાંધ્યો તે મીસાલ તમામ દુશમનોને દફે કર. અને પાદશાહ મીનોચેહેર તથા તેહમાસપની મીસાલે દસત કુદરતનો બાવંદ થા. અને દુશમનોને જેર દસત કર. અને પાદશાહ કેકોબાદ તથા પાદશાહ કેકાઉસની મીસાલેનો થા. તમામ આદમીઓનો નેગેબાન તથા દીનનો પનાહનો દેનાર થા. અને શીઆવક્ષ અને પાદશાહ કેખુશરોની મીસાલેનો થા. અને પાકતનનો તથા દીનને પુસ્તીનો દેનાર થા. અને કય લોહોરાસપ ને ગુસતાસપની મીસાલે દીનના દુશમનોને ટાલનાર થા. તથા દીનને ઉસ્તવારીનો દેનાર થા. તથા પાદશાહ બહમન ને અસફંદીઆરની મીસાલે

ઘણો નેક બખ્ત તથા બુજરેગીનો ખાવંદ થા. તથા દીનને ઈઆરીનો કરનાર થા. અને પાદશાહ અરદેશર બાબકાનની મીસાલે દુશમનોને ટાલનાર, દીનના દસતુરનો ગમ ખાનાર, તથા દીનદાર લોકોની પરવરસ કરનાર થા. અને પાદશાહ નોશેરવાન આદેલની મીસાલે બક્ષેસનો કરનાર, તથા ઈનસાફ કરનાર થા. અને દસતુર આદરબાદ મારેસપંદની મીસાલે બંદગીનો કરનાર થા, અને પાકી તથા અશોઈનો ખાવંદ થા. અને જમાસપ વજીરની મીસાલે દાના તથા ભેદનો જાણનાર થા. અને તુશ તથા જરરપ, તથા જુરેરની મીસાલનો દલેર હીમતનો તથા જોરાવર થા. અને રૂસતમ પેહેલવાન તથા જાલશામની મીસાલે ઘણો જોરાવર ને નામદાર થા. અને પેશોતનની મીસાલે જેહાંનના દરમ્યાનમાં અશોઈનો ખાવંદ થા. આફરીન તથા દુવા તુને તથા તારા ફરજંદોને એજ મીસાલે થાઓ અને બુજરેગી પામો.

## એ કેટલીએક તારીક ઈંગ્રેજ સુરત શેહેરમાં આવ્યો, તેની હકીકત છે.

મોબેદ જમશેદ એમ કહે છે, જે જ્યારે ઈંગ્રેજ પોતાને મુલકથી સુરત શેહેરમાં આવ્યો. કીસતીના દરમ્યાનમાં મોટો દરીઓ મુકીને હીંદુસ્થાનના દરીઆવમાં આવ્યો. તમામ કાફલો સોદાગરી લેબાસે

સોદાગરી કરવાને વાસતે સુરત શેહેરમાં આવ્યો. તે ઈંગ્રેજનો સાથે શેઠ રૂસતમજી મલ્યા. તેની સાથે એક દીલ થયા અને તમામ કુલાહપોશ જે ઈંગ્રેજ લોક છે, તે રૂસતમજીથી ઘણાજ ખુશી થયા. પછી શેઠ રૂસતમજીને ઈંગ્રેજે પોતાના દલાલ કીધા, અને પોતાનો તમામ કારોબાર એવણના હાથમાં સોંપ્યો, અને તમામ લોકોને એવણના હાથ નીચે જેરદસ્ત કીધા. ત્યાર પછી તે ઈંગ્રેજોને રેહેવાને વાસતે એક જગોની બેસતેબોઈ કીધી. અને એક મોટું એવાન ઘણું ખાલા ને ઘણું ખુલંદ ને લાંબુ સોબ્યું. સુરત મધે એક સોદાગર હતો, તેનું નામ તુબારહાજી હજાજબેગ હતું. તેનું એક એવાન તમામ નકશ ભરેલું, તથા તારીફ કરવાને લાયકનું ઘણું ખુશ દેલને ખોલનાર જગો હતી. તે જગો ઘણી ફરાખ ને પોહોલીબી હતી, તે કુલાહપોશ ઈંગ્રેજને અપાણી. દર સાલનું તે જગાનું કીરાયું મુકરર કીધું, દર સાલનું કીરાયું રૂપીયા અઢારસેં કબુલ કીધું. એટલા વાસતે જે તે હવેલી એવાનની તથા ઈમારતની તારીફ થાયજ નહી. કારણ જે નવી નવી ઈમારતો તથા નવી નવી ચાંદીઓ તે જગો ઉપર આરાએશ કીધી હતી. ત્યાર પછી તે હવેલી ઈંગ્રેજે પોતાની તદબીર પ્રમાણે જર ખરચ કરીને સમારી, અને તમામ તે જગોને આરાએસતે કીધી. ગોયા તે મકાન પાદશાહ લોકને તથા બુજરોગ લોકને લાએક થયું. તેનો સબબ એ જે તે હવેલી પાણીના

અથવા અથવા નદીના કીનારાપર ઉભી હતી. અગર જો કોઈ બીમાર અથવા કાહેલ આદમી એક દહાડો તે જગો ઉપર રહે, તો તમામ તેની બીમારી બરતરફ થાય ને પુથી હાંસલ થાય. અગર જો કોઈ ગરમીના દરદથી ઘણો આજેજ થયલો હોય, અને એક હફતો તે જગોપર મકાન કરે, તો ખોદાએતાલાના હોકમથી ગરમીના આજારને વીસરી જાય. અગર કોઈ આંખના દરદથી પોકાર કરતો હોય તો તે જગાની હવાથી આંખને આરામ થાય, બલકે આંખની બીનાઈની રોશની વધે. એવો તે જગામાં નફો હતો જે તારીફ કીધામાં આવતી નથી. અને તે જગોની બરકત એવી હતી, જે જે કોઈ સોદાગર ઈઆ ગરીબ ઈઆ તવંગર તે જગો ઉપર આવીને પોતાનું વેપાર ધંધાનું કામ કરે, તો તેને પરવરદેગાર ગેબી ફતેહ આપતો, અને તે આદમીનું બખત રોશન થતું. તેવી મુબારક બરકતદાર જગો ઉપર શેઠ રૂસતમજીએ પેલા ઈંગ્રેજ સોદાગરને મકાન આપ્યું. પછી ખોદાએતાલાએ ઈંગ્રેજનો દહાડો રોશન કીધો. અને હીંદુસ્થાનના દરમ્યાનમાં તે દહાડેથી કુલાહપોશ ઈંગ્રેજ જગા પામ્યો. અને ઈંગ્રેજના દલાલથી પેહલે દીનથી શેઠ રૂસતમજી માણેકજી હતા. અને તમામ ઈંગ્રેજોનો કારોબાર તે શેઠના હાથમાં હતો.

---

## એ જગો ઉપર શેઠ રૂસતમજી દીલ્હીમાં ઈંગ્રેજની સાથે ગયા, ઈંગ્રેજની કોઠી સુરતમાં કરવાની રજા લેવાને વાસતે તેની હકીકત છે.

ત્યાર પછી હીંદુસ્થાનના પાદશાહનો ફરમાન ઈંગ્રેજની કોઠી સુરત શેહેરમાં કરવાને વાસતે, તે પાદશાહનો હુકમ લેવાને વાસતે કુલાહપોશ ઈંગ્રેજની સાથે દીલ્હી ગયા. ત્યારે દીલ્હીમાં પાદશાહ ઔરંગઝેબની પાદશાહી હતી. અને તમામ અમીરો, જોરાવર, તમામ જરીન લેબાસ સાથના, એક એક કરતાં બાલાતર મરતબાના નોશેરવાનની મીસાલે મજલેસ મારેલી હતી. અને તમામ લશકર જર જવેરે કરીને સમારેલું હતું. અને દાના, કાબેલ લોકોની અને નજુમીઓની સફ ખેંચેલી હતી. તે જગો ઉપર પાદશાહની નજદીક પેલા ઈંગ્રેજની સાથે શેઠ રૂસતમજી હજુરમાં ગયા, અને બે દેહેસતે બુજરોગ અમીરોના સાયાથી નજદીક પોહોંચ્યા. પછી તમામ અદાલતના દરમ્યાનમાં હાથ દરી બખશ કરીને ઉભા રહેયા. પછી ખેદમત બજા લાવીને પાદશાહની મીસાલે અવાજ મારીને, ઈંગ્રેજની તરફથી અરજ કીધી જે એ કુલાહપોશ ઈંગ્રેજ સોદાગર છે, ને સોદાગરીને વાસતે હીંદુસ્થાનના શેહેરમાં આવ્યા છે. પણ બુજરોગ દરગાહના અમીરોએ

સોદાગરને હરગેઝ શેહેરમાં દખલ આપતા નથી. અને એ કુલાહપોશ ઘણો નેક મરદ છે, અને પાદશાહી સાહાનો ઘણો ઉમેદવાર છે. અને એમ અરજ ગુજારે છે, જે પાદશાહની મેહેરબાનીથી સુરત શેહેર પનાહમાં હમોને જગા આપે, જે મારી કોઠી અને વખાર તે જગો ઉપર કરૂં, અને મારો વેપાર જારી કરૂં. હવે એ અરજ કીધા અગાઉ પાદશાહના અમીરોને તથા કારોબારી, તથા અરજ બેગીઓને હદીઆ તોફાથી ખુશાલ કીધા હતા. અને પાદશાહ ઔરંગઝેબની હજુરમાં નજરાણું કીધું હતું. પછી એટલી અરજ કીધી, ત્યારે તમામ હજુરના ખાસ વજીર, તથા અમીરોએ પેલી શેઠ રૂસતમજીની અરજ ઉઠાવી લીધી. અને તમામ હકીકત પાદશાહની હજુર ગુજારી, ત્યારે પાદશાહ ઔરંગઝેબની નજદીક અસદખાન નામનો વજીર હતો, તેને ફરમાવ્યું કે કુલાહપોશ ઈંગ્રેજને નામે એક પાદશાહી ફરમાન લખી આપ. તેજ વેલા અસદખાન વજીરે ફરમાવ્યું, જે નવીશંદો સેતાબ આવીને એક પાદશાહી ફરમાન લખે, જે ઈંગ્રેજને સુરત શેહેરમાં દખલ આપે અને કોઈ મુજાએમ થાય નહી. અને સુરતમાં પોતાનું મકાન કરે તેને કોઈ પુછે નહી. જ્યારે એ મુજબનું ફરમાન લખેલું તૈઆર થયું, ત્યારે પાદશાહ ઔરંગઝેબે મેહેરબાનીની રાહે સુનાની મોહોર દાબીને, અસદખાન વજીરને હવાલે કર્યું. પછી અરજબેગીએ તે ફરમાન લઈને

ઈ બેગના હાથમાં આવ્યું. ત્યારે કુબાદપોશ ઘણો ખુશાલ થયો, અને રજા માંગીને તથા સલામ કરીને તેજ વેલા અદબથી પાછા ફર્યા, અને ઘણી ખુશીથી પોતાના મકાન ઉપર આવ્યા, અને માલનું દાન તથા જકાત સર્વે પાદશાહે મેહેરબાનીથી માફ કર્યું. ત્યાર પછી કુબાદપોશ સુરત શેહેરમાં આવ્યો. ત્યાર પછી રૂસ્તમજી માણેકજી કેટલાએક ચાકર લોક તથા ખેદમતગાર સાથે દીલ્હી શેહેરથી બાહાર નીકલ્યા, અને તમામ તરેહ તરેહ મુલકગીરીની સેહેલ કરતા, ઢાકા રાજપીર કરીને એક શેહેરનું નામ છે ત્યાં આવ્યા. તે જગ્યા ઉપર એક હાકેમ હતો તેનું નામ સીદી યાકુત હતું, અને તે ઘણો દલેર નવ જવાન મરદ હતો. તેણે શેઠને ઘણી ઈજત આબરૂ આપી ને ઘણો ખુશાલ થયો. અને એક પાદશાહી લાયક સરોપાવ આપ્યો, અને વીદાય કર્યા. ને ત્યાર પછી તેવાજ દમાન શેહેરના દરમ્યાન આવ્યા. જેમ એક બાગમાં ફુલ કેમ ખીલેલું હોય, તે પ્રમાણે દીલમાં ખીલેલા એ ખુશ હતા, અને ત્યાંનો એક સરદાર ફીરંગી પાદરી હતો તેને મલ્યા. તેણે ઘણી ઈજત તથા આબરૂ આપી, અને જે કાંઈ વાત શેઠ રૂસ્તમજીએ તેને કહી તે ફીરંગીએ તમામ કબુલ કીધી. અને ઘણી નવાજેસથી તથા ઘણી એઆજરખાતીથી પોતાનો તમામ કારોબાર શેઠને સોંપ્યો. પછી સરોપાવ એક ઘણી મેહેરબાનીથી આપ્યો. જેની અંદર તમામ

...ના કપડાં હતાં. તેવો સરોપાવ આપીને ઘણી ખુશીથી વીદાય કીધા. ત્યાર પછી દમણથી નીકળેલા તેવણુ નોસારી કસબામાં આવ્યા. ત્યારે નોસારીના તમામ ખુજરોગ દસતુરો, નુર ભરેલા, દુર રસતા લગી સામા લેવા થકી આવ્યા. ને તમામ અનજુમન સાથે નોસારીમાં આવ્યા. અને એક મરદ નોશેરવાન મેહેરજી નામનો હતો તે ખેસ કબીલાવાળો હતો. તે પોતાને ઘેર શેઠને મેહેમાન લઈ ગયો, ત્યાં ઉતારો કીધો. ત્યાર પછી દરેમેહેરમાં જઈને સીસ્યો નાહ્યા, ઈઆને ...ગડીને કરી તનને પાક કીધું. પછી પાક આતશબેહેરામની દરગાહમાં ગયા, અને આતશબેહેરામની બંદગી કીધી. ત્યાર પછી તમામ દસતુરો તથા મોબેદોને આશોદાદ આપીને, સવાબની રાહ ઉપર નોસારીમાં ઘણો ખરચ કીધો. અને દરવેશ તથા બેચારા લોક ઘણા હતા તેઓની ખબરદાસ્ત કીધી, અને તમામ ખુજરોગ આબરૂના આદમી જે કાંઈ કહેતા તેઓને આબરૂની મારૂફ ઈજતથી હદીઆ તોફા આપ્યા. અને એક ...થી ખુશ થઈને નોસારીથી શેઠ રૂસતમજી રવાના થયા, અને સુરત શેહેરમાં પોતાનું વતન અને આરામની જગો હતી ત્યાં આવ્યા. ત્યારે સુરત શેહેરના નાના અને મોટા લોકો, તથા તમામ ખેસ કબીલાના લોકો સરવે સાંમે લેવાને વાસતે આવ્યા. અને સરવે કોઈએ શેઠના જાનની સલામની ઉપર દુવા આફરીન કીધી, જે દુર રસતેથી સલામત

નુર ભરેલા આવ્યા. એ મીસાલે તમામ હોસતો તથા બેગાના સાથે શેહેરમાં આવ્યા. ત્યાર પછી નવાબ સાહેબની દરગાહમાં મળવાને વાસતે ગયા. અને પેહેલું કુલાહપોશ ઈંગ્રેજને પાદશાહે ફરમાન કરી આપ્યું હતું, તે નવાબ સાહેબની હજુરમાં દેખડાવ્યું, અને તેજ વખત નવીસંદાએ તે ફરમાન નવાબની નજદીક વાંચ્યું. અને તમામ નવાબની અદાલતમાં લોક શેઠ રૂસ્તમજીની દાનાઈ, તથા અકલ હુશીઆરી ઉપર નેગાહ કરીને હેરાન રહેવા લાગ્યા. અને સરવે કોઈ શેઠની અકલ ઉપર આફરીન કરવા લાગ્યા. પછી નવાબે બાદશાહી ફરમાનને સર ઉપર ચહડાવીને કબુલ કીધું. ત્યાર પછી તે બાદશાહી ફરમાન ઈંગ્રેજના હાથમાં આપ્યું. અને કુલાહપોશે સેતાબીથી તે બાદશાહી ફરમાનને ઈંગ્રેજની વેલાયત પોતાના પાદશાહની નજદીક મોકલ્યું. ત્યારે ઈંગલીશના પાદશાહે તે ફરમાનને વાંચ્યું, તે તમામ સાંભળીને પાદશાહ ઘણો ખુશી થયો. અને ત્યાં શેઠ રૂસતમજીની દાનાઈ સાંભળીને ઘણો અજબ થવા લાગો, અને શેઠને પોતાના દલાલ કરીને કહેયા. અને તમામ કારોબાર પાદશાહની હજુરથી ઈંગ્રેજનો તમામ શેઠના હાથ ઉપર સોંપ્યો. અને ઘણી આબરૂ વધારી જે એ રૂસતમજીની દાનાઈ, અને અકલ હુશીયારીથી પાદશાહ ઔરંગઝેબે ફરમાન કરી આપ્યું. ને સુરત શેહેરમાં જે અંગ્રેજનું કદમ આવ્યું ને કબજ પામ્યા, તે શેઠ રૂસતમજી માણેકજીની દોલતે પામ્યા.

## એ વાત એ છે, જે તોઆર ઓસમાન ચલેબીનું મોટું બારકસ ફીરંગીના બારકસવાલા દરીયામાંથી પકડી લઇ ગયા. તેની હકીકત છે—

સુરત શેહેરના દરમ્યાનમાં એક મોટો સોદાગર રહેતો હતો. તેનું નામ ઓસમાન ચલેબી હતું. તે ઘણો નામદાર અને વેપારના કામપર ઘણો ઓસતવાર હતો. તે ઓસમાન ચલેબીનું એક મોટું બારકસ હતું. તે જેદા શેહેરથી તમામ માલ વેચીને નગદી ભરીને આવતું હતું. તે ચાલમાં ઘણું તેજ હતું. દરીયાના મોટા પાણીના દરમ્યાનમાં આવી પોહોંચ્યું, તે વારે એકાએક આસમાનની ગીરદેશથી ફીરંગી લોકની આરમર આમન સામન મલીને એક લડાઈ શરૂ થઈ. અને ઘણી વાર લગી એક એક સાથ તોપખાનું જારી થયુ. ને આતશના શોલા ઉડયા અને કેટલાએક ફીરંગી તોપખાનાથી માર્યા ગયા. ત્યારે ફીરંગી લોકોએ લડાઈની કોશેસ કીધી, અને ઓસમાન ચલેબીનું બારકસ પકડી લીધું. અને કોઈ સોદાગર તથા તવંગર લોક હતા તેઓને બંદીવાન કીધા, અને તમામ માલ તથા નગદી ઓસમાન ચલેબીની હતી, તે સરવે મલી ત્રણ ચાર લાખ રૂપીયાનો માલ મતા તે બારકસમાં હતો તે તમામ લઈ ગયા. અને દમણનું બંદર જે

ફીરંગીઓને તાબે હતું તે તરફ પેલું બારકસ વોહ્યું. ને તે બંદરમાં સેતાબ લંગર નાખ્યું. ત્યારે સુરત શેહેરની તરફ ખબર આવી પોહોંચી અને ઓસમાન ચલેબી એ ખબર સાંભલી ખબરદાર થયો, જે ફીરંગી લોહોએ લડાઈ કરીને એ બારકસ, આદમી, તથા નગદી સુધાં પકડી લઈ ગયા ને તમામ આદમીને કેદ કીધા છે. અને તમામ માલ મતા અસબાબ સરવે લુટી લીધો. એ ખબર જ્યારે ઓસમાન ચલેબીએ સાંભલી ત્યારે ઓસમાન ચલેબી જે જાતે તુરકી હતો, ને ઘણો કીનેખાં હતો, તે દીલમાં રંજીદે થઈને નવાબ અમાનતખાં તે વખતે નવાબ હતો; તેની આગલ દાદખાહી કીધી અને ઘણી નાખુશીથી પોતાના બારકસના તમામ એહવાલની અરજ કીધી. ત્યારે નવાબ અમાનતખાંએ ચલેબીને પોતાની નજદીક બોલાવી બેસાડયો ને આબરૂ આપી. ને પછી તમામ પોતાના મનસફદારોને, તથા બીજા સોદાગરોને પોતાની હજુરમાં બોલાવ્યા અને મસલત કરવાને વાસતે અદાલત કીધી. અને પછી તે જગો ઉપર ચલેબીના જાહાજની વાત કહાડી. ત્યારે અંદેસો કરીને નવાબ અમાનતખાંને કહ્યું, જે એ જગો ઉપર શેઠ રૂસતમજી જોઇએ. તેને સેતાબ બોલાવી લાવો. ત્યારે શેઠને હજુરમાં બોલાવી લઈ ગયા, અને તમામ બુજરેગોની વચમાં આબરૂ આપીને બેસાડયા. પછી નવાબે શેઠને બીજાઓની હજુર કહ્યું, જે એક સખુન કહું છું

તે સાંભળ. જે તમામ બારકસને વાસતે ફીરંગીની સાથે તારી મારફતમાં કોલકરાર કીધા છે. અને આજ ફીરંગી લોક કોલ તોડે છે, તે શા વાસતે બે ઈમાની કરે છે, જે તોબાર આસમાન ચલેબીના બારકસને ફીરંગી લોકો પકડી લઈ ગયા. પણ એ વાત તુને એટલા વાસતે કહું છું, જે તું તસદી કરીને તથા રંજ ખેંચીને એ બારકસ ચલેબીનું છે તેને છોડવીને લાવ. વાસતે જે તમામ ફીરંગી લોક તુને પીછાને છે, તેથી તારૂં કહ્યું તે લોક કબુલ કરશે. તું સીવાય એ બારકસની ખલાસી કોઇ બીજાથી થવાની નથી. જ્યારે એટલું નવાબ અમાનતખાંને શેઠ રૂસતમજીને કહ્યું, ત્યારે તે વાત શેઠે કબુલ કીધી જે એ કામ મારૂં છે. હું એ ફીરંગી લોકને સમજાવીને બારકસ છોડવી લઈ આવું, એટલું કહીને નવાબ સાહેબ પાસે રજા માંગી ને નવાબે રજા આપી.



## એ વાત એમ છે, જે શેઠ હુસનમજી ઇમબુના બંદરની તરફ ઓસમાન ચલેબીનું બારકસ છોડવવાને કાજે પધાર્યા. તેની હકીકત.

ત્યાર પછી શેઠ નવાબની દરબારમાંથી પોતાના ઘરની તરફ આવ્યા, ને સેતાબી પોતાનો સામાન કીધો. ખેદમતમાં કેટલાએક ચાકર તથા આદમી સાથે નીકળ્યા, અને કેટલીક હુંડીઓ તથા પેશકશ ફીરંગીને કરવાની પોતાની સાથે લીધુ. અને શેઠને શેહેર બાહાર મુકવાને વાસ્તે મોટા સોદાગરો, તથા નવાબના ખેદમતગારો સરવે સાથે ગયા. પછી શેહેર બાહારથી સરવે કોઈને વદાય કરીને શેઠ રવાના થયા, ને નોસારી કસબામાં આવ્યા. તેના આતશબેહેરામની બંદગી કીધી, ને પોતાની મોરાદ માગીને, તમામ દસતુર મોબેદો જે તે જગા ઉપર હાજર હતા, તેથી એજ મોરાદ ચાહાતા હતા જે શેઠને ખોદાએતાલા ફતેહ, ફીરોજીથી મોરાદ હાસિલ સાથે પાછા લાવે. એવી દુવા આફરીન સાથે દસતુરોને આબરૂ આપીને, જે નાદાર આદમીઓએ આવીને સવાલ કીધા, તેની ઉપર તેજ વેલા નવાજેસ કરતા હતા. એ પરમાણે તમામ નોસારીના અનજુમનને ખુશ ખુશાલ કીધુ. ને સરવે કોઈ દુવા કરવા લાગા, પછી નોસારીથી દીલ ખુશી સાથે રવાના થયા. ને દમણ

આવ્યા. ત્યારે કાબુમાં એક સરદાર હતો તેનું નામ કપતાન કાગાન કરીને હતું. તેને ખબર થઈ તે વારે મોટા ફીરંગીઓને સામે લેવાને વાસતે મોકલ્યા, અને સરવે સાથે રસતામાં મલીને ઘણી આબરૂ ને કાયદા સાથે શેઠને ફીરંગીના સરદારની નજદીક લઇ ગયા. તે પેલા સરદાર કપતાને આબરૂ આપી, અને મીઠી જુબાનથી પોતાની નજદીક બેસાડયા, અને બેહની વાત કેટલીક વાર સુધી કરવા લાગો. ત્યાર પછી શેઠે કપતાન કારાન ઉપર ઘણી આફ્રીન ને દુવા કીધી. પેલા કુલ્લા તોફાની ચીજ હતી તે તેની આગલ મુકી, અને એક પાદરીની મુજરીમ આદમી હતો, તેને બી હરીઓ તોફો એટલો આપ્યો જે પાદરી તથા સરદાર બેહુ જણા ઘણા ખુશી થયા.



## એ વાત એમ છે, જે શેઠ રૂસતમજીએ ઓસમાન ચલેબીના બારકસ બાબદ ફીરંગીના સરદાર સાથે સવાલ જવાબ કીધા. તેની હકીકત છે.

ત્યાર પછી શેઠે ફીરંગી સરદાર નજદીક અરજ કીધી, જે તમારા ફીરંગીના બારકસવાલાએ સુરતનો સોદાગર ચલેબી કરીને છ, તેનું બારકસ પકડી લાવ્યા છ. તેની ફરીયાદીને વાસતે તમારી નજદીક આવ્યો છું. ને ઓજરખાઈથી કહું છું જે લડાઈને વાસતે આવ્યો નથી, બલકે ઓજરખાહીથીજ આવ્યો છું, જે એ બારકસ મારે હવાલે કરીને મને આબરૂ આપવી. ને બીજું એ જે તમોએ મગોલ સાથે કોલ કીધો છ, જે સુરત શેહેર વગેરેના બારકસને પકડીએ નહીં. એવો તમોએ બંદોબસ્ત કીધો છ, વાસતે તે કોલ તોડવા તમો લાયક નથી. ત્યારે ફીરંગી સરદારે જવાબ દીધો, જે એ સુરતી બારકસવાલા તમામ તુરકી લોક હતા. ને હમારી સાથ સોખાઈ કરવા લાગ્યા, ને હમારી ઉપર ચહડી આવવા લાગ્યા. અને કેટલાએક હમારા ફીરંગી નુકસાની પામ્યા ત્યારે હમોએ બારકસ પકડી લીધું, ને તે લોકને કેદ કીધા. ને તે જહાજ દમણ બંદરે લાવ્યા છીએ. પણ હમોએ હમારો સરદાર જે ગોવામાં છ તેને ખબર દીધી છ. તે મોટા સરદાર જેનું નામ

વીઝરેલ કરીને છે, તેનો હોકમ આવે ત્યારે માલ તથા બારકસ અપાય. ત્યારે ફરીને શેઠ ચીંતા કરીને ફીરંગીના સરદારને કહયું, જે તમારી મેહેરબાનીથી એવું થાય જે મારૂં કામ થાય, ને મને સરફરાજી હાંસલ થાય. વાસતે તમો એ ચલેબીના બારકસ બાબે મને શું મનસુબો આપો છો, અને શું જવાબ દેઓ છો. ત્યારે ફીરંગીના સરદારે જવાબ દીધો, જે એ શેઠ રૂસતમજી તમો જો ચાહોછો કે એ મોરાદ હાંસલ કરો, તો તમો ગોવામાં વીઝરેલ નામનો સરદાર છે તેને મલો જે એ બારકસનો ખોલાસો થાય. ને હમો બી કાગલ સારી તરહે લખી આપીએ છીએ, તે વીઝરેલ સરદારને આપજો જે તમારૂં કામ સેતાબીથી થશે ને તમોને પીછાનશે ને આબરૂ આપશે. ત્યારે એ બારકસની વાત સરદારની આગલ જાહેર કરજો કે કીસતીનો ખોલાસો થશે. પણ તે વીઝરેલ સરદારના હોકમ સીવાય બારકસનો ખોલાસો થાય નહીં. એટલું કહીને દમણના સરદારે વીઝરેલ ઉપર કાગલ લખી આપ્યું. પછી શેઠ રૂસતમજીએ તે કાગલ લઈને દમણના સરદાર પાસે રજા માંગી.



**શેઠ રૂસતમજી દમણુથી રવાના થયા, ને ગોવામાં સરદાર વીઝરોય નામનો હતો, ત્યાં ગોવા શેહેરમાં આવ્યા અને ચરોબીના બારકસનો ખોલાસો કીધો. તેની હકીકત છે.**

ત્યાર પછી શેઠ રૂસતમજી ઘણી આબરૂ, ને દબદબા સાથે વસાઈમાં આવ્યા, ત્યાં એક ફીરંગી કપતાન હતો તે આબરૂ આપી સામો લેવા ગયો. અને ખેર ખબર પુછવા લાગો, જે શા સબબથી તમોને આ જગોપર આવવું પડ્યુ. ત્યારે શેઠે જવાબ દીધો, જે ઓલમાન અલેબી સોદાગરનું જહાજ મોટું ગોવામાં પકડી ગયા છે, તે વાસતે જવું પડે છે. વસાઈના સરદારે શેઠને બાગમાં રહેવાની જગો આપી. એવી બાગની તે જગો હતી, કે ત્યાં શેરડી તથા કેલાં તથા તરેહવાર મેવો હતો. તે બાગમાં શેઠને વાસતે સીધો મોકલીને મેમાનદારી કીધી, તરેહ તરેહના ખાણા તથા શરાબ પણ હતા. ગોયા એક જમીન કે નોરોજની મીજાલ ખુશાલી હતી. તે જગો ઉપર એક રાત રહ્યા, ને બાંમદાદ વસાઈના સરદારની પાસ જઈ રજા માંગી, જે મને સોતાબ ગોવે પોહોચવુ છે તેથી રજા માંગુછુ. ત્યારે વસાઈના સરદારે રજા આપી, અને એક ખુબી ભરેલો સરોપાવ આપ્યો. ને એક સેહરાસ

વાહાણ બાંધી આપ્યું, અને ઘણી મેહેરબાનીથી આબરૂ આપીને વદાય કરી. ત્યાંથી કેટલાક ચાકરો તથા ખેદમતગારોની સાથે ગોવા શેહેરમાં આવ્યા. ત્યારે ગોવાનો સરદાર વીઝરેલ નામનો હતો, તેને ખબર થઈ જે. આપણો દલાલ શેઠ રૂસતમજી સુરત શેહેરથી અત્રે આવ્યો, અને મોહોટા આહુતાબની મીસાલે નુર ભરેલો છે. એ ખબર વીઝરેલ સાંભળી ખુશ થયો, ને સેતાબ પોતાના કોનસલીઆઓને સામે લેવા મોકલ્યા. અને તમામ કોનસલીઆ ઈજત અને મરતબા સાથે, વીઝરેલ સરદારની કચેહેરીમાં શેઠ રૂસતમજીને લઈ આવ્યા. ત્યારે વીઝરેલે ખુબરોગી સાથે બેસાડ્યા ને આબરૂ આપી, પોતાની નજદીક મરતબાદાર જગો આપી. ત્યારે શેઠ રૂસતમજી જે કાંઈ હદીઓ, તથા તોફાની ચીજ વીઝરેલને વાસતે લઈ ગયા હતા તે નજરાનું કીધું. તે સરદારે લીધું અને જે લોક શેઠની સાથે ખેદમતમાં હતા તેને બી બોલાવ્યા, પછી વીઝરેલ ખાતર અંતર પુછવા લાગો, તથા રસતાની રંજની વાત પુછીને કહ્યું જે અહીંઆં લગી તસદી તમોને શા વાસતે કરવી પડી. એવું શું કામ છે. જે દુર શકા માપી. ત્યારે શેઠે જવાબ દીધો જે એ સાહેબ મને એટલાં વાસતે જરૂર આવવું પડ્યું, જે તોજાર ઓસમાન ચલેબી સુરતનો સોદાગર છે, તેનું વાહાણ ફીરંગી બારકસવાલા દરીઆમાંથી

પકડી લાવ્યા છે. ને મોટુ જહાજ છે ને માલ મતા થી ભર્યો છે, તે વાસતે અહીંઆં લગી આવ્યો છું, જે મેહેરબાની કરી તે બારકસનો ખોલાસો કરવો. એ મારા સાહેબ એ ખોલાસો તારેથી થશે, ને એક પાક પરવરદેગારથી થશે. એટલુ કહીને પછી પેલા બેઉ સરદારોના નામાં વીઝરેલના હાથમાં આપ્યાં. તે નામાં ઉખેડીને તેજ વખત વાંચ્યાં ને હસીને ખુબ્યા દીલમાં ખુશ થવા લાગો. પછી શેઠ રૂસતમજીને દીલાસો આપ્યો ને કહ્યું, જે એ જગોપર ખુશી ખુશાલી સાથે રહે. અને ખાતરનીસાં રાખજે જે તારૂં એ કામ હું કરી આપું. તું ખોદાએતાલાપર તલકલ રાખ ને સબર કર. ખોદાએતાલા તારી મોરાદ હાંસલ કરશે. એટલુ કહીને શેઠને વાસતે એવાન ખાસુ સમારેલું રેહેવાને વાસતે આપ્યું. તે જગો ઉપર શેઠ મહીના ૯) નવ સુધી રહ્યા. અને ફરીને ફરીથી સુરત બંદરની તરફથી ભાત ભાતના હદીઆ તોફા મંગાવ્યા. ને ગોવાના બીજા બુજરોગ લોકોને નજરાનુ કીધુ. અને ત્યાર પછી ગોવાના દરમ્યાનમાં, એક મેહેલ ઉંચો માલનો એવા-નખાન સાથનો બંધાવ્યો, ને તે ઉપર તરેહવાર નકશીદાર કામ કરાવ્યું અને ઘણી ખુબ જબદાર આરાયશ કીધી. અને બેઠક સરદારો લાયક બનાવી. ને પછી મેહેલખાનામાં વીઝરેલ સરદારને ખાણુ ખાવા બોલાવ્યો

ને તમામ બીજા સરદારોને કોનસલીઆને બી સાથે બોલાવ્યા. તે ખાણાંમાં વીઝરેલે શેઠ ઉપર ઘણી નવાજેસ કીધી, અને પેલા બારકસનો તમામ માલ મતા બારકસમાં ભરીને ખુશી સાથે શેઠને હવાલે કીધો. અને એક સરપાવ તમામ તાસનો સુનેરી સુનાની નકસીદારનો શેઠને આપ્યો. ને ઘણી આફરીન કીધી, ને વીઝરેલ વદા થયો. ત્યાર પછી બીજી જગોએથી બી ઘણો હદીઓ શેઠની પાસે આવ્યો. ત્યાર પછી પોરતુગલ શેહેર છે ત્યાં ફીરંગીનો બાદશાહ રહેતો હતો, ત્યાં ખબર પોહોંચી તે બી ખુશી થયો. પછી શેઠે અસબાબ ઉઠાવ્યો, ને વીઝરેલ પાસે રજા માંગીને ચલેબીનું બારકસ સુરત બંદરમાં લઈ આવ્યા, ને લંગરવાર કીધું. ને નવાબની દરબારમાં આવ્યા, ત્યારે નવાબે ઘણી આબરૂ આપીને ઘણો ખુશી થયો. ને શેઠે તમામ બારકસ છોડવ્યાની હકીકત કહી, તે સાંભલીને શેઠની દાનાઈથી નવાબ ઘણો અજબ રહયો. ને તેજ વખતે શેઠની બુજરોગીને લાયક એક સરોપાવ આપ્યો, ને આબરૂ ઈજત સાથ ઘેર વદાય કર્યા. ત્યાર પછી ઓસમાન ચલેબીને એ ખુશ ખબર પોહોંચી, ને સેતાબ શેઠને બોલાવીને લઈ ગયો. ને તમામ ખબર શેઠને પુછી ત્યારે તમામ હકીકત શેઠે કહી, ને ચલેબી ખુશી થયો ને ઘણો હેરાન રહયો. ને સેતાબ એક તારીફ ભરેલો સરોપાવ શેઠને

આપ્યોં, ને પુજારોગી સાથે વધ કીધા. ને તમામ સોદાગરોમાં શેઠને ઈજતો તથા મરતબો તથા આબરૂ જીઆદે થઈ—

સાહેર જમશેદ કહે છે, જે એ શેઠ રૂસતમજીની તારીફ્નો કીસ્સો તમામ થયો. એટલા વાસતે એ કીસ્સો લખ્યો છે, જે એ શેઠ રૂસતમજીની ખુબી, તથા હીંમત તથા સખાવતી તથા નેકનામી તથા નેક પુનીઆદી તથા ગરીબ પરવરી ઓવેદાન લગી, તમામ આલમના લોકોમાં જાણી, ને રાત દીન શેઠની ખુબીને ઈઆદ કરે.



